# સ્ત્રીજીવન



વિચારક:

શ્રીમતી લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ

પ્રકાશક:

નારાયણજી છો. દ્વિવેદી

# સ્ત્રીજીવન



વિચારકઃ

શ્રીમતી લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ

"શ્રીનીવાસ," નેપીયનસી રોડ,

મુંબઈ.

પ્રકાશકઃ

નારાયણજી છો. દ્વિવેદી.

ઉંઝા, (ઉત્તર ગુજરાત).

કિંમતઃ—

કાચુ પુંઠુ ૦-૧૦-૦

પાકુ પુંઠુ ૦-૧૨-૦

# નિવેદન

રાજકિય, સામાજીક, કે ધાર્મિક એવી મુંબઇમાં કયી સ્ત્રી પ્રવૃત્તિ બાકી હશે કે જેમાં શ્રીમતી લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસે અંતર રેડી ભાગ ન લીધો હોય! જેણે સ્ત્રીઅભ્યુદયના વિચારો અને કાર્યોમાં જીવનને સમર્પણ કીધું છે; જેના પ્રયાસે કેટલીયે સંસ્થાઓની પ્રગતિ થઈ છે, જેના અનુભવે કેટલીયને વ્યવસ્થિત કીધી છે, જેની સહાનુભૂતિથી અનેક સ્ત્રીપ્રવૃત્તિઓને પ્રેરણા મળી છે, અને જેના અથાગ શ્રમની પ્રશસ્તિ સમી 'ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ' જેવી મુંબઈની મહાન સ્ત્રીસંસ્થા વિકાસ પામી છે. એવી એ અર્વાચીન ભારતિય સ્ત્રીવિભૂતિથી કોણ અજ્ઞાત છે?

મુંબઈના સુવિખ્યાત શ્રીમન્ત કુટુંબની એ શેઠાણી.શેઠાણી તરીકેનું જીવન જીવવાજ નથી જન્મી. શ્રીમન્ત છતાં એને કાઠીઆવાડ-ગુજરાતના ગરીબ સંસારનું સંપૂર્ણ જ્ઞાન છે. શ્રીમન્ત શેઠાણીઓથી માંડીને તે કાઠી—કોળીની કન્યાઓની કૌટુમ્બીક કઠણાઇઓની એને કલ્પના છે. સુધરેલા કુટુમ્બના ધર્મભૂલ્યા રીતરીવાજો અને જૂના વિચારના રૂઢીપૂજકોના માનસની એ અભ્યાસિની છે: ત્હારેજ એનું વ્યકિતત્વ અનોખી ભાત પાડે છે. ત્હારે જ એનો અનુભવ સ્ત્રીજનતાની ઉન્નતિ માટે ઉપયોગમાં આવે છે.

આવી એક સ્ત્રીશક્તિના 'સ્ત્રીજીવન' વિષેના વિચારોને વીણવાનો મ્હને મોહ થયો; પણ એ કાર્ય અઘરૂં જણાયું. જૂદા જૂદા

પ્રસંગોનાં એમનાં વ્યક્તવ્ય પૂરાં સાંપડયાં નહિ. મ્હારો લોભ એથી ન અટક્યો. મ્હેં તેઓને વિનતિ કરી; અને મ્હારી માગણીમાં રહેલી દલીલ સચોટ લાગતાં આનાકાની છોડી, નાદુરસ્ત તબીયત છતાં સ્ત્રીના જૂદા જૂદા જીવનપ્રસંગો ઉપર પોતાના જે જે વિચારો છે, તે એમણે લખાવ્યા: જે આજે ગુજરાતની જનતા સમક્ષ પુસ્તકરૂપે ધરી હું કૃતાર્થ થાઉં છું.

ગુજરાતના સ્ત્રીવર્ગને એમાંથી ઘણું જાણવાનું અને વિચારવાનું મળશે; અને જેઓ શ્રીમતી લેડી લક્ષ્મીબાઇના 'સ્ત્રીજીવન' ઉપરના મંતવ્યો જાણવા ઉત્સુક છે તેઓની આશાતૃપ્તિ અર્થે મ્હેં પ્રયત્ન કીધો છે. મ્હને સમ્પૂર્ણ શ્રદ્ધા છે કે એથી સૌને આનન્દ ને સંતોષ થશે.

ગુજરાતની સ્ત્રીજનતા આ નાનકડી વિચારસૃષ્ટિને લેડી લક્ષ્મીબાઇનો પોતાને મળેલો એક વારસો સમજી વધાવી લેશે એ નિર્વિવાદ છે. એથી આ પ્રયાસ, અને શ્રીમતી લક્ષ્મીબાઇના મ્હારા પરના અનુગ્રહને હું ધન્ય માનું છું.

અનેક અગવડોમાં છપાયેલ આ પુસ્તકમાં અશુદ્ધિ ઘણી છે જેની વાંચકો પાસેથી ક્ષમા માગું છું.

**નારાયણજી છોટાલાલ ત્રિવેદી.**

ઉંઝા—ઉત્તર ગુજરાત.

# અર્પણ પત્રિકા

આજથી અર્ધી સદી ઉપર જ્યહારે મુંબઈ જેવા અગ્રગણ્ય શહેરોમાં યે કન્યા કેળવણી સર્વગ્રાહ્ય ન હતી; ત્યહારે મ્હારા નમાયા બાળજીવનમાં શિક્ષણ ને કેળવ-ણીનાં બી રોપી, હિન્દુસમાજના માનસ પ્રમાણે પુત્ર પુત્રીનો ભેદ ન રાખતાં, મ્હારૂં પુત્રવત્ પાલન કરી, મ્હારા પૂજ્ય પિતાશ્રી, સ્વ. માવજી રાઘવજી વોરાએ મ્હારા પર જે સંસ્કારો રેડ્યા છે તે મ્હારા જીવનને અનેક રીતે સરળતા આપતા આવ્યા છે. તેવા અનુ-પમ આભારની અલ્પ સ્મૃતિમાં 'સ્ત્રી-જીવન' ઉપરના વિચારોનું આ પુસ્તક હું તેઓના આત્માને અર્પણ કરૂં છું.

સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ

# પ્રસ્તાવના

સ્ત્રીજીવનના અનેક પ્રશ્નો આપણે ત્યહાં હજૂ અણઉકેલ્યા પડયા છે. સ્ત્રીની સાચી શક્તિનો ઉપયોગ પણ આપણે એથી કરી શક્યાં નથી. સ્ત્રી વગરનો સંસાર એ જેમ સંસાર નથી, તેમ સ્ત્રીત્વ ખીલવ્યા સિવાયનો સમાજ એ સમાજ નથી.

ગતવર્ષના રાષ્ટ્રીય યુદ્ધમાં જાગૃત થયેલી સ્ત્રીશક્તિથી સાબીત થયું છે કે સ્ત્રીઓના સાથ વિના સ્વરાજે સહેલું નથી. સ્ત્રીઓની સહાય વિના એકલા પુરૂષો અશક્ત છે.

આપણા સ્ત્રીજીવનનો આદર્શ પૂર્વકાળથી નિર્મિત થયેલો છે. જે આ દર્શના આચરણે ભારતિય સન્નારીઓએ સન્માનને સાધ્ય કર્યું હતું, તે આદર્શના પૂણ્યથી અનેક પ્રભાવશાળી વ્યક્તિઓ અવતરતી, અને ભરતખંડની સંસ્કૃતિથી અન્ય પ્રજાઓ અંજાતી.

પછી તો યુગ પલટાયો, ને આદર્શ ભૂલાયોઃ પુરૂષનું પ્રાબલ્ય વધ્યું, સ્ત્રીનું મૂલ્ય ઘટયું. આદર્શને નામે સ્ત્રીજીવનને સામાજીક રૂઢી બંધનોથી બાંધી લીધું. અને જ્યહારે મધ્યકાળે રાજકિય અંધકારનાં વાદળાં ભરતખંડને ઘેરી વળ્યાં, ત્યહારે હિંદુ સ્ત્રીઓની લુંટ ચાલી, પરદેશીઓના અત્યાચારો વધ્યા ને ત્યહારે સ્ત્રીજાતિને ઘરના છેક છેલ્લા ઓરડામાં પુરવામાં આવી. સ્ત્રી કેળવણી વિલિન થઈ, સ્ત્રીશિક્ષણ નષ્ટ થયું. અને સ્ત્રીના શરીરમાં જ સ્ત્રીત્વ સમાયલું મનાયું.

આમ ઉત્તરોત્તર અવનતિ આવતી ગઇ ને આખરે સ્ત્રી એ પુરૂષોના પાશવી ખેલનું રમકડું બની. એનું માનસ નબળું બન્યું. જેમ નાના બાળકને રમકડાંથી રીઝવે, એમ સ્ત્રીને દાગીના, અને સારાં કપડાંલત્તાંથી ખુશ રાખવાની વૃત્તિનું એના મગજમાં આરોપણ કરવામાં આવ્યું. સ્ત્રી અનેક યાતનાઓ ભોગવવા જ જન્મી હોય એમ સ્પષ્ટ જણાવા લાગ્યું એથી 'કન્યાજન્મ' કરૂણાભર્યો ગણાયો. કેટલેક ઠેકાણે તો એના સ્ત્રીજન્મના ઉદ્ધાર માટે કન્યાને દુધ પીતી કરવાનો અમાનુષી રીવાજ અસ્તિત્વમાં આવ્યો; અને જ્યહાં ભાગ્યવશાત એને જીવતી રાખવામાં આવતી ત્યહાં કુમળી વયે, હજૂ જ્યહાં રમકડે રમતી હોય ત્યહાં, એનાં લગ્ન કરી દેવામાં આવે! રખેને એનું શીયળભંગ થઇ જશે તો? એવી નિર્બળ કલ્પનાઓના જોરે, એને ન બાળક રહેવા દે કે ન જુવાની માણવા દે જન્મવૃદ્ધ જેવી એણે અને જન્મવૃદ્ધ જેવા પુરૂષે સંસારનો દુસ્તર દરિયો ડહોળાવો પડે: ન કોઈ જાતની કેળવણી કે ન કોઇ જાતના સંસ્કારોની છાપ મગજમાં પડી હોય ત્યાં પરિણામ કેવાં આવે?

સુહાગણ ગણાય પણ સુભાગ્ય તો સ્ત્રીને કર્મે ત્યહારે નહોતું લખાયું. પુરૂષની ઇચ્છાને આધિન એવા એ સ્ત્રી નામના વિલાસી સાધનને ગમે ત્યહારે ફેંકી દેવાય, ને એકને બદલે બીજાને ગમે ત્યહારે વસાવાય! પુરૂષ ગમે તે ઉમ્મરે ગમે તેટલી નાની ઉમ્મરની, ગમે તેટલી સ્ત્રીઓને પરણી શકે. પણ બાળવયમાંથી બહાર ન આવી હોય ત્યહાં રંડાપો કર્મે ભાગે તો એને 'સતી' નામના આદર્શના અંધ અનુકરણે બંગાળ જેવા દેશમાં અનેકને જીવતી બાળી મૂકવામાં આવે. અને એમ જ્યહાં ન બનતું ત્યહાં પણ એને બીજી અનેક યાતનાઓને મુંગે મોંયે સહન કરવી પડતી. એ સર્વમાંથી પસાર થઇ આપણું સ્ત્રીજીવન આજે કંઇક ઉન્નતિના પંથની કલ્પના કરી શક્યું છે; એને માટે કંઇક આશાનો દિપક પ્રગટેલો જણાય છે; અને આ થોડાં

વર્ષોમાં તો મધ્યકાલીન પરિસ્થિતિ દિનપ્રતિદિન નષ્ટ થતી જાય છે. સ્ત્રીઓની કેળવણીનો અર્થ સ્હમજાવા લાગ્યો છે. એમના ઉદ્ધારમાં ભારતનો ઉદ્ધાર છે એમ મનાવા લાગ્યું છે. છતાં દેશના ગર્ભમાં આજે ય અનેક સ્ત્રીઓની દશા કમકમાટી ભરી દેખાય છે. પ્રભુની કૃપા હશે તો એ ય તે કાલે સુધરશે. દેશના મોટાં શહેરોની સુધારક બ્હેનો પોતાની એ અજ્ઞાન ભગિનીઓને માટે જો કામ કરવા મંડી જાય, એમના ઉદ્ધાર માટે જો સેવામયી બનતી જાય, તો સારોયે દેશ અદ્દભૂત સ્ત્રીત્વથી છલકાઈ જાય; અને પરિણામે ભારતવર્ષ સાચા મનુષ્યોનો ઉત્પાદક બને, સાચી સ્ત્રીશક્તિની સહાય મેળવે, અને એથી સ્વાશ્રયી, ને સ્વતંત્ર બની શકે.

એકના વિચારો બીજાઓને માન્ય હોય એમ કંઇ હોતું નથી. એક પ્રશ્ન અનેકજણ અનેક રીતે વિચારી શકે છે: એટલે મ્હારા અનુભવ ને અવલોકનમાં હિન્દુ સ્ત્રીજીવનની સુધારણાના જે માર્ગો સરળ જણાયા છે તે સ્પષ્ટ કરવાનો પ્રયાસ આ પુસ્તકમાં થયો છે. હું આશા રાખું છું કે વાંચક બંધુ ભગિની 'સ્ત્રી–જીવન'ના આ પુસ્તકને ચર્ચાનું સ્વરૂપ ન આપતાં વસ્તુને વાસ્તવમાં વિચારશે.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

**સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ**

---

# અનુક્રમણિકા.





# " કન્યા "

" હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળ લગ્નનો ભોગ થઇ આપણી નજરેથી અલોપ થઇ જાય છે. આ પાપી રિવાજ જ્યહાં–સુધી આપણામાંથી નહિ જાય, ત્યહાં સુધી પુરુષોને સ્ત્રી શિક્ષક બનતાં શીખવું પડશે."

મહાત્મા ગાંધી

# કન્યા

આપણા સમાજમાં સ્ત્રી-જીવનનો પ્રશ્ન ઘણો અટપટો છે. કેળવાયલા ને સુધારકોને પણ પોતાની કન્યાઓ માટે ઓછી મુઝવણુ નથી; ત્હારે જુના વિચારકોને પણ ક્યહાં ઓછી છે? આવા વખતે 'કન્યાજન્મ' નિરાશા ભર્યો હોય એમાં નવાઇ નથી. પુત્ર અને પુત્રી વચ્ચે જે ભેદ જણાય છે તે ખરૂ જોતાં તો ત્હાં સ્વભાવજન્ય નથી; માતાપિતાનો વાત્સલ્યભેદ નથી, સ્વાર્થ હોય તો પણ અંશે તો ઓછો જ, પણ એ નિરાશા ને ભેદનું કારણુ, કન્યાના ભાવીજીવનનું છે. જુના વિચાર ને રૂઢી બંધાયેલાને કાંતો વરવિક્રયના ખર્ચના ભારનો ખ્યાલ જાગે છે, યા તો એના જેવી અનેક રીબાતી, ને કુટુમ્બકલેશના પાપે વિનાશ પામતી, બીજીઓનાં જીવન-ચિત્ર જોઇ કન્યાના જન્મને ધન્ય નથી લેખતાં; એ સાથે કુલીનતા, વિગેરેના પ્રશ્નો એટલા અઘરા છે કે એવા રૂઢીબદ્ધ કુટુમ્બમાં જન્મ પામતી એ કન્યાનું ભાવી જો એ જ રસ્તે છુંદાવાનું હોય તો એને કોઇ પણ એમ કહી દે કે એ કન્યાનો ભવ ભયમાં જ છે; તો એવા કુટુમ્બમાં પ્રભુ જન્મ કેમ આપતો હશે?

કવિ ન્હાનાલાલ કથે છે કેઃ—

" હરિ ! અમૃતના ઓઘ ન્હોતા છેટા ને દેવનાં દાન દીધાં;
પછી ખારે ખારે સાગરે ઉશેટચાં કે પારકાં કેમ કીધાં ? "

આમ પોતાના જ હાથે પોતાના રૂઢી બંધનોને લઈ, પોતાનું વ્હાલું બાળક જીવનભર ભઠ્ઠીમાં ભરાશે, એ ચિત્રનો ખ્યાલ આવતાં કોને લાગણી ન થાય ! પણ કોણ જાણે એ લાગણીને સાચી કરી દેખાડવાની હિમ્મત આપણા સમાજમાં હજુ પુરી પ્રગટી નથી. આવી રૂઢી યા પ્રણાલીને એ માતા પિતા ચ્હાતાં નથી, ઈચ્છતાં નથી; પણ અજ્ઞાનતાના પરિણામરૂપ એમના વિચાર પ્રમાણેની 'આબરૂ' એને ખાતર, જેને માટે પોતે આટ–આટલા અંતરથી બળે છે, તેનો જ ભોગ આપે છે ને મોટાઈ માને છે. આટલી માનસિક નિર્બળતા જ્યહાં સુધી પ્રવર્તે છે, ત્યહાં સુધી કન્યાજન્મ આફતકારક ગણાય એમાં નવાઇ શી ! કન્યાવિક્રય અને સાટાપેટી રૂઢીના પૂજકો કદાચ કન્યાના જન્મને આવકારદાયક ગણતા હોય, તો એમાં પાપ વાસના છે, એટલે એ રીતે પણ કન્યાનો આવો જન્મ દુર્વિચારો ઊદ્ભવનાર હોવાથી વધુ દયાજનક છે. આ થઇ રૂઢીપૂજકોની વાત; પણ કહેવાતા સુધારકોનાં દીલ પણ કન્યાના જન્મને દેવી–જન્મ માનવા જેટલાં વિશાળ નથી જ બન્યાં. એમને કાં તો પોતાની હિમ્મત માટે વિચાર કરવો પડે છે, કાં તો કન્યાના ભાવીનો ગંભીર સવાલ ઉભો થાય છે; એટલે ત્યહાં પણ એટલી સારી રીતે તો હજુ કન્યાજન્મ ધન્ય મનાયો નથી. આવા સંજોગોમાં હિન્દુ સમાજના અસ્થિરપણાને 'કન્યા' એ ભારે પડતો સવાલ છે.

કન્યા જ્યહારે આમ અણગમા સાથે અહિં ઉતરે છે, ત્યહારે એનો વિકાસ પણ એવો જ થઈ પડે એ સ્વાભાવિક છે. એને વિકાસનો વખત જ ક્યહાં રહે છે ? આઠ કે–અગિઆરે રૂઢીપુજકો એને સ્ત્રી બનાવે છે, યૌવન ન જોયું ત્યહાં પ્રૌઢાના પાઠ ભણાવે છે. બાળ ખેલોમાંથી હજુ મ્હો ઉંચું નથી કર્યું, ત્યહાં સંસારની રંગભૂમિ પર ઉતારે છે. સ્ત્રી કોને કહે એ પ્રશ્નનો ઉત્તર પણ ન આપી શકે એને સ્ત્રીધર્મ પાળવા કઠોર આજ્ઞા કરે છે ! પતિ શું ને પત્ની શું

તેનો જેને ખ્યાલ નથી, એને ગૃહસ્થાશ્રમી બનાવે છે ! પોતે બાળક નથી મટી ત્ય્હાં બાળકની માતા બનાવવા માતપિતા ઉંચાંનીચાં થાય છે ! આ સિતમ નહિ તો બીજું શું ? આ સર્વ મીઠી નજરે જોનારને શાં સંબોધન દેવાં ? એવાંઓને પૂછવું ઘટે છે કે એના માથે જે ભાર મૂકો છો, એને લાયક ત્હમે તેને બનાવી છે, કે બનવા દીધી છે ? જે મનથી એને સંસાર ખેડવો છે, જે શરીરથી એને સંસારનો ઘસારો સહેવાનો છે, જે હૃદયથી એને સંસારમાં ઉભું રહેવું છે; તેના એ મનને, શરીરને કે હૃદય, કશાનેય કેળવ્યું છે ? કેળવવાની જરૂરનો ખ્યાલે કદાચ નહિ હોય કે જરૂર જણાઈ પણ નહિ હોય ! હિન્દુસમાજ લગ્નને પવિત્ર માને એના જેવો ઉન્નત વિચાર એકકે બીજો નથી; પણ એ લગ્ન આજ તો જીવન ખરાબીનો મહા અનર્થ યોગ થઇ પડયો છે. જે લગ્ન પ્રાણ વિકાસનું વ્રત હોય, એ લગ્ન આમ ખોટી ભાવના ભર્યું બની, મનુષ્ય જીવનને ઝેરી બનાવે, ત્ય્હાં નિરાશા સિવાય બીજું શું હોય ? લગ્નનું પુણ્ય વહેલું મેળવનાર એટલો જ જો ખ્યાલ કરે કે લગ્નના ભાવ જાગે ને લગ્નની યોગ્યતા આવે, કન્યાને લગ્ન લાયક ગણવી, તો આ અર્થ તરત ઊકલી જાય: એવી કન્યાઓને એ રૂઢી પુજકો કેવા સંસ્કારમાં ઉછેરે છે, એ ભૂલવા જેવું નથી. એની સાથે રમતાં 'આ ત્હારી સાસુ, આ ત્હારો સસરો, આ ત્હારો વર, ત્હારે તો આવો વર જોઈશું, ત્હારે તો વઢકણી સાસુ જોઇશું, કે જે ત્હને ખૂબ ઠેકાણે લાવે.' આવી જાતની ખરાબ મનોદશાએ કુમળી કલિકાની જીવન પાંખડીમાં પૂરાય ! સાસુ સસરાનો ભય, પતિનો ભય, ને સસરાની ભૂમિનો ય ભય કન્યકાના ઊગતા મગજ ઊપર પડે, પછી એ અબળા ને બીરૂ બને એમાં ખોટુ શું ? એ સર્વ આપણા સમાજની અજ્ઞાનતાનાં પરિણામ છે.

કન્યા તો બે કુળ ઊજાળનારી છે. એને ન કેળવો અને એક કુળના રક્ષણ કર્તા કુમારને કેળવણી આપો એ ક્ય્હાંનો ન્યાય ?

ઉલટુ કન્યાને તો બમણી રીતે કેળવવી જોઈએ. એના ચારિત્ર્યને ઘડવા માતપિતાએ ખુબ કાળજી રાખવી જોઈએ. પોતાની દીકરી એટલે પોતાના ચારિત્ર્યની પ્રતિમા પારકા ઘરે જાય ને યશ પ્રાપ્ત કરે, એ ઇચ્છા છે તો એની પાસેથી ઇચ્છવામાં આવતી વસ્તુનું વર્તન માતપિતાએ પોતે રાખવું જોઇએ, જો એ તરફ દુર્લક્ષ્ય રાખશો ને ત્હમો માતપિતા જ હલકાં ચારિત્ર્યને પોષણ આપશો, તો ત્હમારી દીકરી ત્હમારા શીખવેલા પાઠ સાસરે ભજવશે, ને ત્હમારે પસ્તાવું પડશે. પુત્ર તો ઘેર જ રહેવાનો છે; એનો ભય પુત્રી જેટલો તો નહિ જ, એથી કન્યાકેળવણી દ્વારા એના ચારિત્ર્યનું ઘડતરકામ કાળજી પૂર્વક કરવામાં માતપિતા પાછું ન જુવે એ ઇચ્છવા યોગ્ય છે. પુત્રને સ્વાર્થ દષ્ટિથી યોગ્ય કેળવણી આપી વ્યવહારકુશળ બનાવો, ને પુત્રીને અંધકારમાં રાખો એમાં મનુષ્યત્વનો ભેદ છે. શું કન્યા મનુષ્ય નથી? સ્વાર્થસાધના અર્થે અપાયેલી પુત્રની કેળવણીમાં ઉદારતા નથી અને સ્વાર્થના અભાવે પુત્રીને નહિ અપાતી કેળવણીમાં પાપ છે. એવાં પાપ વહોરવાં કોને પોષાય? માત પિતાએ પોતાના માતૃ-પિતૃત્વના ધર્મ નથી જાણ્યાં ત્હાં સુધી એ અજ્ઞાનતા ચાલે છે. પોતાની ફરજ ન જાણી એ પદને ભોગવવું, એમાં યે પાપ છે. વાસનાનાં પરિણામરૂપ પરિવારનાં ભાવી એવાં હોય એ ચોકખું છે. એવાં આળ ન ઓઢતાં પોતાનાં બાળકો પોતાનાં અધુરાં પુરાં કરવા આવેલાં દૈવી આત્માઓ છે, એમ સમજી એમને સરખે અંતરે રાખી રૂઢી વિગેરેના દબાણમાં નહિ આવી જઇ ખોટી રીતની મોટાઇના લોભે ન તણાતાં, પોતાની લાગણીને કાર્યમાં મુકવા જેટલી સાચી હિમ્મત ધારણ કરવી એમાં મનુષ્યત્વનો ખરો અર્થ છે. એ રીતે કાર્ય થશે, એવો પ્રવાહ વહેશે ત્હારે જ કન્યાનાં સાચાં મુલ અંકાશે. કેટલાક સુધરેલાં શહેરીજીવનમાં કન્યાનો અર્થ સ્હમજાયો છે એમ માનવું પડે, તો પણ એ આપણા સમાજની બાહ્યરેખા જેવું જ ગણાય; હજુ હિન્દુસમાજના ગર્ભમાં એની

એ દશા આજે ય તે કચકમાંથી ભરી ઉભી છે. એ સુધારવાને શાં પગલાં લેવાં એ એક વિચારણિય પ્રશ્ન છે.

કન્યાના સંસ્કારોમાં એક નજીવી ગણાતી વસ્તુ પર ખાસ લક્ષ્ય આપવા જેવું છે. કન્યા-કુમારિકાથી ન એકલાં ક્યહાંયે જવાય, કે ન કોઈ સાથે બોલવાની છુટ અપાય! એના દરેક વર્તનમાં શંકાની નજર રખાય છે; માતપિતાને એના માટે ભય જ રહે છે. આવી જાતના વાતાવરણની ઉંડી છાપ એ પડે છે કે મોટી ઉમ્મરની સ્ત્રી થતાં પણ એને ખુણેખુણે ભય ભાસે છે એને પોતાનો બચાવ કરવા જેટલી હિમ્મત પર વિશ્વાસ નથી રહેતો. પોતે પોતાના માટે વહેમ રાખતી બને છે, લોક લાજની ખોટી અસર એના મગજને ગુંગળાવ્યા કરે છે; એટલે એની ભિરૂતામાં વધારો થયેલો આપણે જોઇએ છે. આપણે જો આપણી કન્યાઓ પરના આ શંકાશીલ વાતાવરણને દુર નહિ કરીએ, ત્યહાંસુધી એ કન્યા, સ્ત્રીજીવનની ગંભીર જવાબદારી, ને આવતી અડચણોનો સામનો કરવા જેટલી યોગ્ય નહિ બને. એના બ્રહ્મચર્ય માટે કાળજી ભલે રાખો: બ્રહ્મચર્ય પાલન એ ભાવી જીવનનું સાચુ ભાથું છે. પણ એને ઉપરની રીતે પાળી શકાવાના મનોરથ ખોટા છે. એમાં આપણો સમાજ વિજય નથી પામ્યો. બ્રહ્મચર્યની જ્યોત સાચવવા એને એવી વાર્તાઓ કહી, એવા વાતાવરણમાં રાખો, એવું વર્તન રાખો, પણ એ કન્યા આગળ કાળાં ચિત્રો, ને દુરાચારી જીવનનાં ચિત્ર વાંચન કે દર્શન તો ન જ થવા દેવાં જોઇએ. એને જે રીતે બ્રહ્મચર્ય અક્ષત રાખવાની ટેવ પાડો, તે રીત શુદ્ધ હોવી જોઇએ કે જેથી એને બ્રહ્મચર્ય ખંડનની ક્ષુલ્લક વાસના, એની કૌમાર-અવસ્થામાં ન જાગે. એ માટે, એ પળાવવા પ્રથમ તો માતપિતાએ પોતાના ચારિત્ર્યને મર્યાદાશીલ રાખવું. જોઇએ; નહિતર ઉમ્મરમાં આવેજતી કુમારિકા એ માત-પિતાના અમર્યાદિત વર્તન જોઈ, કંઈ જુદો જ પંથ પકડી બેસે; ભયને અહિં સ્થાન છે; એ સંભાળવું જોઇએ. યોગ્ય ઉમ્મરે પહોંચેલી

કન્યાઓની અવસ્થાને પવિત્ર રખાવનારના પ્રયાસ ઘણા જ ચેતન હોવા જોઈએ, એવાં નાટક–સિનેમા કે એવી ગમતરમતમાં એને ન યોગ આપવો કે જેથી એનું વલણ બદલાય. એથી એમ નથી કે એને એવી છુટ ન આપવી, પણ આપણે જે રીતે એના જીવનને ઘડવા માગતા હોઇએ, તે રીતના વલણે વળે, એમ માતપિતાએ વર્તન કરી એના જ મગજને એવું બનાવવું જોઇએ. આજના સુધારકો એવા વલણની હદ ઓળંગી જતા લાગે છે. કુમારીકા કે કન્યાને સ્વતંત્રતા ભલે અપાય, પરંતુ દરેક ચીજને મર્યાદા હોવી જોઈએ, કારણ અમર્યાદિત, ને નિષ્કાળજી પૂર્વક અપાયેલી સ્વતંત્રતા સ્વચ્છંદતામાં પરિણમે છે. એટલે એનાં પરિણામ ભલે જગતની નઝરે કાળાશ ભર્યા ન દેખાય, પણ બાહ્ય સુન્દરતા સાથે એ અંદરથી સડાવાળાં બને એ સ્વાભાવિક છે, કન્યાની મનોદશા પવિત્ર રહે એ ખ્યાલ તો વિસારવો ન જ જોઇએ. એટલે એ પ્રશ્નને આગળ કરી કન્યાને ખોટી છૂટ આપવાના વિચાર અયોગ્ય છે. પુત્રને પણ એટલી બધી છૂટ અપાય જ નહિ. અહિં તો ઊપરની વિગત બંને જાતિને સરખી લાગુ પડે છે.

જેટલું બ્રહ્મચર્યભર્યું કૌમાર સચવાશે, એટલું નારીજીવન જોમવાળું ને શુદ્ધ ચારિત્ર્યશીલ બનશે. આત્મશ્રદ્ધા વધશે, વિચારશીલ બનશે, સંયમશીલ બનશે, ને જીવનની સરળતા પામશે. એ ધ્યાનમાં રાખી કન્યાજીવનના ઘડતર માટે માતપિતાએ પોતાના ધર્મને નહિ ભૂલવો જોઇએ. કન્યા એજ માતાનુ સાચું ઘરેણું છે. એજ એનો જગતને જોવા માટે મુકાયેલો ચળકતો દાગીનો છે. એની કિમ્મત જગત જે કરે તેટલી કિમ્મત માતપિતાની આબરૂની ગણાય. એને એવા આ દાગીનાને કેમ સાચવવો, કેમ સંભાળવો, કેમ સંરક્ષવો, ને કેમ ઓપ આપવો, કેમ ઝળકતો બનાવવો, એ માતાની કાળજી પર આધાર રાખે છે. માતા તો પોતાની અડચણો સારી પેઠે જાણે છે કે પોતામ રહી ગયેલા કયા દોષો કે અણખીલી શક્તિને લઇને પોતાના આ

જીવનમાં નડતરો આવે છે. તો પોતાની કન્યા માટે એ અનુભવનો સદુપયોગ કરે એ માતાની અગમબુદ્ધિ આવકારદાયક છે. પિતા કરતાં માતા સ્રીજીવનનું ઘડતર સુન્દરતર કરી શકે; એથી પોતાનો જાતિ અનુભવ અહિં ઉપયોગમાં લ્યે તો ઘણીજ સરળતાથી કન્યા, ભાવીની સબળ સ્રી બની શકે.

કન્યાના કુમળા મગજ પર હાલની સ્રીમનોદશા જે માત્ર કપડાં લત્તાં, દાગીના, ને મોજશોખ માટે ને ફેશન ખાતર ઘડાઈ ગઇ છે, તેની છાપ ન પડે એવી સાવચેતી જરૂરી છે. કારણકે એવી વૃત્તિઓને લઇનેજ સ્રી પોતાની એવી જરૂરીઆતોથી સંતોષ પામવા મથે છે; અને એ પતિ યા સાસરૂ એનેજ સુખી ગણે છે કે જેમાં, પોતાની મોહભરી વાંચ્છનાઓ પુરી પડે છે. આવીજ એ વૃત્તિના કારણે સ્રી ખોટી લાલચ વશ થતી આપણે જોઇ શકીએ છીએ. સાચું પુછો તો એ લાલચને લઇને જ સ્રી પોતે મોહિની બનવા મથે છે; અને પોતાનામાં રહેલી સ્રી શક્તિને બીજાની વાસના તૃપ્તિ અર્થે વાપરી દે છે. સ્રી એની ખાતર, આવી અધમ મનોદશાના કારણે આમ સ્રીત્વને વેડફી નાખે છે. એ દુર્ગુણે તો અધમપણું ભોગવવું પડે છે. અને પુરૂષની ખોટી અધીનતા હાથે કરી સ્વીકારી લઈ માત્ર ભોજ્ય વસ્તુ બનવામાં પોતેજ કારણ ભૂત બને છે. એ જડ મોહની વાતો સાંભળી કે સંભળાવી, એ તરફ વલણ દોરવી, એમાંજ એની મોહકતા, આનંદ, પ્રેમ, સુન્દરપણું, ને તૃપ્તિ સમાય, એવી જાતની પોતાની અજ્ઞાનતામાં પણ બાળકન્યા પર ખોટી છાપના સંસ્કાર ન પડે, એથી ચેતવું જોઇએ કે જેથી સ્રીત્વના સાચા ભાવ એનામાં જાગી શકે; અને આ અધમતામાં ન મોહાય એ વસ્તુ ખાસ લક્ષ્યમાં રાખવા ભુલવું ન જ જોઇએ.

હિન્દી ભાષામાં એક લોકગીત છે; જેમાં એક સ્રીની કથની નીચે પ્રમાણે વર્ણવી છે. આ સ્થાને એ જાણવી ખાસ ઉપયોગી થઈ પડશે.

એક જણને સાત પુત્ર હતા. સાત ભાઇ વચ્ચે એક બ્હેન

હતી. બ્હેનનું નામ ચન્દા હતું. સાતે ભાઈઓ પરદેશ ચાલ્યા. ચન્દા પાછળ પાછળ ચાલી, ભાઇઓએ એક ચન્દ્રહારની આશા આપી પાછી વાળી. ચન્દા ભાઇઓની જુદાઇને ચન્દ્રહારની આશાયે ભૂલી શકી નહિ. આંસુ ઢાળતી ઘેર આવી.

વર્ષો વીત્યાં ચન્દા સાસરે આવી હતી. ભાઇઓ પરદેશથી પાછા ફરતાં બ્હેનના ઘરના બારણે ઉભા રહી ચન્દાને બોલાવી ચન્દ્રહાર આપી રવાના થયા.

ચન્દ્રહાર સાસરાના ઘરમાં એકે જોયો, બીજાએ જોયો ને સર્વે વહેમાયાં કે ચન્દા દુરાચાર કરતાં શીખી છે! એમ ન હોય તો ચન્દ્રહાર ક્યહાંથી?

આથી સસરા પક્ષના બધાંએ એના ભાઇઓને બોલાવ્યા. ચન્દ્રહારની વાત તો બાજુજ રહી ગઇ, માત્ર એના શીયળભંગની વાત આગળ મુકાઇ, અને ચન્દાને પીયર પાછી લઈ જવા એના ભાઇઓને કહેવામાં આવ્યું. ભાઇઓને લાજના માર્યા મોં સંતાડવું પડ્યું; અને વેવાઇ પક્ષની ગાળો સાંભળવી પડી. ચન્દાએ ઊન્હા ઊકળતા તેલમાં હાથ નાખી પોતાના શિયળની ખાત્રી કરી આપવા હિમ્મત ધરી. અને બંને પક્ષની વચ્ચે ચન્દાએ ઊકળતા તેલમાં હાથ નાખી તેલમાં સતીત્વના પ્રભાવે શીતળતા સાબીત કરી આપી. જે જોઈ ભાઈઓની છાતી હરખથી ફુલાઇઃ બ્હેનને વધાવી લઇ સાચેજ ઘેર લઇ જવા તૈયાર થયા. ચન્દાનાં સાસરીયાં ઝંખવાયાં અને એનો પતિ રડવા લાગ્યો.

આ ઉદાહરણ હિન્દુસમાજની બે બાબતો સમજાવે છે. એક તો સ્ત્રીજાતિ પરનો વહેમ, અને એથી એના જીવનની ખરાબી; બીજું એ કે સ્ત્રીના ચારિત્ર્ય માટે સાસરાનો પક્ષ જોખમ વહોરતો નથી. એ તો જે માતપિતાની એ કન્યા, તેનો જ એ દોષ, તેનીજ જોખમદારી, એ કેટલેક અંશે સકારણ જણાય છે. જો માતપિતાએ

એનું જીવન ઘડયું હોય તો એ સાચાં જોખમદાર છે. પણ સાથે એ ભૂલવું નથી જોઈતું કે કન્યાને કૌમારવસ્થાના રમકડાંના ખેલ ભાગી નાખી પુત્ર માટે ઘેર લઈ આવનાર સસરા પક્ષના ભાગે એના ઘડતરનો દોષ બેસે છે. જે કન્યાએ માતપિતાને ત્હાં જન્મી સંસ્કાર પણ મેળવ્યા નથી, એના ચારિત્ર્ય માટે વખત નથી મળ્યો, ત્હાં એનો સાસરા પક્ષ જ ખરૂં તો જોખમદાર છે. પણ રૂઢીના પ્રાબલ્યે માતપિતાને શરમાવવા કોઈ ચુકતું નથી, આ શોચનીય બાબત છે. તેથી ઉપર કહ્યા પ્રમાણે કન્યા પરની શંકાદ્રષ્ટિની રીત સ્ત્રીજીવન પર વહેમ ભરેલી રૂઢ બને છે.

આવા મલિન માનસને અળગું કરી, સંસારીઓ જ્યહારે કન્યાના ઉછેર, અને ભાવિ જીવનને સુધારવા પ્રેરાશે, ત્યહારે જ સમાજની ઉન્નતિની આશા શકય છે, ત્યહારેજ **કન્યાના વામન સ્વરુપમાં જગત્ જનનીનાં** વિરાટદર્શન થઇ શકશે; અને ત્યહારે જ કન્યાનો જન્મ આશિર્વાદ સમો મનાશે.



## " કેળવણી "

" આપણી સ્ત્રીઓ વિષયનું પાત્ર રીટી રમોયણુ મટી, સહચરી ને અર્ધાંગના, પુરૂષોના સુખદુઃખની ભાગીયણ ન બને, ત્હાં લગી આપણા સર્વ પ્રયાસ મિથ્યા જણાય છે. "

મહાત્મા ગાંધીજી

# કેળવણી.

જગતના મહા વ્યાપારને વ્યવસ્થિત કરવા કૌટુમ્બિક સંસ્થાની રચના કરવામાં આવી ત્ય્હારે સ્ત્રીઓએ સેવાના સન્માર્ગને માટે કુટુમ્બ વ્યવસ્થાની ફરજો પ્રથમથીજ પોતાને માથે લીધી. એથી વખત જતાં એજ જીવનહેતુ સમજાવા લાગ્યો. એમ સ્ત્રી-જાતિ ઘરનેજ ઉપયોગી મનાવા લાગી. અને મજુર સ્થિતિએ જઈ ઠરી. ત્ય્હારે બીજી બાજુ સમાજે જે જે પ્રશ્નો પર વિચારણા ચલાવી, સુપંથ સ્વીકાર્યો તે સર્વ કુટુમ્બ પોષક અને કુટુમ્બ પાલકની અગવડો દૂર કરવા અર્થે જ. એથી તાલીમ અને કેળવણી પુરૂષને કંઈક અંશે સરળતા આપતી આવી; પરંતુ જ્ય્હારે આજ રીતી અખત્યાર થઇ, અને માત્ર કુટુમ્બ પાળક જ ( પુરૂષ જ ) સમાજનું એકલુ અંગ મનાયું. ત્યહારે કુટુમ્બોમાં અવ્યવસ્થા; અજ્ઞાન, અને જડતા આવી ગઈ. સ્ત્રી અંગ નબળું પડયું. અને માનવસમાજ ઉન્નતિના આકાશમાં એક પાંખે ઊડી ન શકયો, એટલે ઢીલો પડયો; પુરૂષ અંગ લુલુ બન્યું: એનાં કારણો શોધતાં વિચારણાનો અંત એ આવ્યો કે 'સ્ત્રીઅંગને પોષણ આપી મજબુત બનાવી સ્ત્રીજાતિની ઉન્નતી સાધવાના પ્રયાસ કરવા.' બે પાંખની શક્તિ એક પાંખમાં હોય તો પણ એક પાંખવાળું પક્ષી નજ ઉડી શકે, એ સત્ય સમજાયું કેટલાક સમય સુધી સૃષ્ટી આખીયે ઉંઘી છે. ભારત-

-વર્ષ પણ ઉદે એમાં નવાઈ નથી. સ્ત્રી અને પુરૂષમાં જાગૃતિ આવતાં ઉપરનું તત્વ તત્વવેત્તાઓના મગજમાં ઠસ્યું. યુરોપમાં નેપોલિયને ઉચ્ચાર્યું; અને દેશદેશના વીરનાયકોએ સિદ્ધ કર્યું કે 'સ્ત્રી જગત-જનની છે તેના પછાત પડવાથીજ આપણે આગળ વધવાને બદલે પાછળ પડતા જઇએ છીએ. સમાજના એ મુખ્ય અંગ અને એમાંની એક એ પાંખને ઊડવાની તાલીમ અપાયા સિવાય, કોઇ દેશ કે કોઇ પ્રજા આગળ નહિ વધી શકે. માટે બંને પાંખોને ઉડવાને સરખી તાલીમ, સરખું પોષણ મળવું જોઈએ. સમાજનું એ ધ્યેય હોવું જોઈએ. પ્રયાસો શરૂ થયા, ને સ્ત્રીઓને બહારના વાતાવરણમાં મુકવામાં આવી, સ્ત્રી-જાગૃતિ જગતમાં ફેલાઇ, એક વખત પરદેશી હુમલાના ભયે આ ઉજ્વલ ભારત રૂઢીબંધનોમાં જકડાયું હતું. સ્ત્રી શીયળ સાચવવાને અર્થે આપણે ત્હાં સ્ત્રીઓને એવી કોઇ છૂટ અપાતી નહોતી. પવિત્રતા માટેના એ સર્વ પ્રયાસો હતા. સ્ત્રીઓ પવિત્ર રહેશે તો કોઇ વખત પણ ઉદય થશે, એમ ભારત વાસીઓનું માનવું હતું. પણ એમ કાળને અનુસરી ચાલવા જતાં, શાંતિના સમયે પણ એ રૂઢી બની ગઈ; અને સ્ત્રીઓ અજ્ઞાન રહી કે જે કારણથી ભારત વર્ષની પ્રજા બીજી પ્રજાઓનો સાથ કરી શકી નહિ. આપણું સ્ત્રીજીવન અબોલ મનાય છે, એ માત્ર આજ્ઞાંકિત જીવનનો ભાસ આપે છે. હૃદય વિરોધી વર્તન કરવાને ફરજ પણ પડે ! અને સહેવું યે પડે ! આ સ્થિતિ ટાળવાને કેળવણી એ એકલો ઉપાય હાથ ધરવાને આપણો સમાજ કંઈક જાગ્યો લાગે છે; પણ કેળવણી એટલે શાળા ને કૉલેજ શિક્ષણ એજ અર્થ રૂઢ થઈ પડયો છે. પુસ્તકોનો અભ્યાસ અને વાંચન લેખન એજ કેળ-વણીની કક્ષા જેવું સમજાઈ ગયું છે. એની આવશ્યકતા જો કે ઓછી ન આંકી શકાય; પણ એ દ્વારા મેળવાતા જ્ઞાનની ઊપયોગિતા સ્ત્રીજાતિને કેટલી છે, એ વિચારનો અભાવ આજ સુધી થોડે અંશે પણ જણાય છે. કૉલેજોમાં અપાતા શિક્ષણમાં કેટલીક છૂટછાટ વગર, શિક્ષણ

પુરૂષ અને સ્ત્રીને સરખુંજ અપાય છે, એક જ પાઠ શીખાય છે, જેથી એમ વારંવાર પોકાર થયા કરે છે કે આ વલણ બદલાવું જોઈએ; ને સ્ત્રીઓને સ્ત્રી ઉપયોગી શિક્ષણ આપવું જોઈએ. થોડાજ અનુભવે આપણા સમાજને કંઈક કડવો અનુભવ થયો હોય—એમ લાગે છે; અને તેથી સમજી શકાય છે કે કૉલેજનું આજનું શિક્ષણ સ્ત્રી જીવનને ઉન્નત બનાવવા અર્થે એટલું બધું ઉપયોગી નથી—ઊલટું એવી કન્યાઓ કે સ્ત્રીઓ પુરૂષ વર્ગની પેઠે ઘર કામથી દૂર જતી દેખાય છે. સર્વત્ર એવું નથી પણ ફરક તો જરૂર પડે છે. એ વસ્તુને બાજુ મૂકીયે તોપણ એ શિક્ષણ એ સ્ત્રી–કેળવણી તો ન જ કહી શકાય. ગામડાઓમાં કેટલેક ઠેકાણે કેળવણી અપાય છે, તે શાળા શિક્ષણ પણ અધુરૂં જ હોય છે એટલે એવી તો અર્ધદગ્ધ દશા પ્રાપ્ત કરેલ સ્ત્રીઓ આપણે ત્હાં ઘેર ઘેર જડી આવશે; અને કૉલેજમાં શીખેલી સ્ત્રીઓની પણ આજ સંખ્યા વધતી જાય છે, પણ સમાજની સુધારણામાં ફરક પડતો હોય એમ લાગતું નથી એથી ગૃહિણીને માતૃધર્મ એ બે મુખ્ય દિશાની કેળવણી સ્ત્રીઓને મળવી જોઈએ.

ગૃહિણીધર્મમાં ગૃહવ્યવસ્થા આખી સમાઇ જાય છે! અને એ ગૃહવ્યવસ્થામાં ગૃહ ઉપયોગી દરેક વસ્તુનો સમાવેશ થાય. જેને ઘર ચલાવવાનો કંટાળો છે, અગર જેને એ તરફનું શિક્ષણ નથી, એ સ્ત્રી–કેળવણી નથી. પત્નીધર્મ સાચવવો એ સામાન્ય બુદ્ધિનું કામ છે. પોતાના પતિ સાથે કેવા સહકારે રહેવું, અને કેવું વર્તન રાખવું, એ સ્ત્રીના પોતાના વિચારનું કામ છે; પણ માતૃપદની ફરજો કેમ અદા કરવી, બાળકોને કેમ ઉછેરવાં, કેમ પોષવાં, કેમ સંભાળવાં, એ શિક્ષણ એ કેળવણી આપી શકાય ને લેઈ શકાય તેવી છે. ગર્ભિણી સ્ત્રીઓ પોતાની એ સ્થિતિના અજ્ઞાનપણાને લીધે વૈદકિય રીતે કેટલીક ગંભીર ભૂલો કરે છે; ને તેથી એમને કેટલાંય જોખમ ખેડવાં પડે છે. એ શિક્ષણ કેટલું અગત્યનું

છે, એ સર્વ જાણે છે; પણ એવું કંઇ કરવા પ્રયાસ નથી થતા એ ખોટું છે. જેના પર ભાવી સમાજનો આધાર છે, તે હાનું જો સ્ત્રીને જ્ઞાન ન હોય તો માત્ર પુસ્તકિયા શિક્ષણના પાઠ યા કવિતાના ભાવ, ભેદ, ને વિવેચન, ગોખી, એ જોખમમાંથી બચી શકે ખરી કે ? આ વસ્તુસ્થિતિનો વિચાર કરી યોગ્ય પગલાં ભરવાને જુદી જુદી સ્ત્રી સંસ્થાઓ પોતાના ક્લાસોમાં યોગ્ય ઉમ્મરની સ્ત્રીઓને સ્ત્રી ડોકટરો પાસે શિક્ષણ અપાવે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. દરેક સ્ત્રીએ નર્સનું કામ જાણવું જ જોઇએ. જો સ્ત્રી પોતે એ કામ જાણતી હશે, તો ઘણીજ ઉપયોગિતા પોતાની અને પારકાની પુરી પાડશે. આતો જ્હાં જોઇએ ત્હાં પ્રસવ વખતે ડૉકટરને નર્સ માટે તડાતડી ચાલે છે. એવે પ્રસંગે જો બધી સ્ત્રીઓ મીડવાઇફનું શિક્ષણ ધરાવતી હોય તો સામે મ્હોં વિકાસીને ઊભી ન રહે, ને તાત્કાલીક ઉપાય અજમાવી રાહત આપી શકે, તેવી જ રીતે પોતાના બાળ બચ્ચાંના ઉછેરનું કામ, તેમની તંદુરસ્તી સંભાળવાનું વિ. કામો જો સ્ત્રીઓ નર્સિંગનું કામ જાણતી હોય તો પોતે કરી લઇ મનમાનતી રીતે પ્રજાને કેળવી શકે. આ વસ્તુઓને મ્હારા હિસાબે સમાજે જલ્દી હાથ કરવા જેવી છે; અને સાચી સ્ત્રી કેળવણી એમાંજ છે. એના સિવાય રાંધવું કે ઘર સંભાળવું, પતિપરાયણ થવું કે જનની બનવું એમાં અધુરાપણાનો અંશ રહેલો છે. એની પાછળ અનેક રહસ્યો રહ્યાં છે; એ સર્વમાં કુશળતા મેળવવા લાયકાત માટે શિક્ષણ લેવું એનું જ નામ સાચી સ્ત્રી-કેળવણીઃ આથી એમ કહેવા હું નથી માગતી કે કૉલેજ શિક્ષણ જરૂરી નથી, અગર નકામું છે પણ અર્થ એ છે કે એ આર્ટ કૉલેજોમાં આવા સ્ત્રી ઉપયોગી વિષયોના શિક્ષણનો અભાવ છે તો એ શિક્ષણ, એ કેળવણી તો નથી જ. માટે દરેક કૉલેજમાં સ્ત્રી ડૉકટરો મારફત મીડવાઇફરી, ને નર્સીંગનું જ્ઞાન આપવું જ જોઇએ. અને ત્હારે જ કેળવણી સાચી ગણાય. બાકી હાલનું કૉલેજ શિક્ષણ તો આનન્દના વિષય તરીકે અગર સારા ભાષા જ્ઞાન તરીકે

કામ આવી શકે અને કદાચ એના પ્રતાપે સારૂં બોલતાં કે લખતાં આવડે એટલે ભાષણ કર્તા કે લેખક બની શકાય; પણ એથી કંઇ જીવનના ગંભીર પ્રસંગોએ ઉપયોગી થવાય એવું કાંઇ નથી—એટલે એ પુસ્તકિયા શિક્ષણને હું સ્ત્રીઓ માટે નિષ્ફળ શિક્ષણ તરીકે ઓળખું છું કૉલેજ—શિક્ષણને લીધે સમાજના જાહેરજીવનમાં આગળ પડતો ભાગ લઇ શકાય, અને પોતાના વિચારોને સ્પષ્ટપણે આગળ મુકી શકાય, એવી રીતે એ શિક્ષણ કંઇક ઉપયોગી જણાય છે. એ સર્વ સાથે પણ—એમ તો ન જ મનાય, કે એ પ્રભાવ માત્ર કૅાલેજના શિક્ષણમાં છે, મુંબાઇની કેટલીક સ્ત્રી સંસ્થાઓના સ્થાપકો ને સંચાલકો કૅાલેજ શિક્ષણથી બહિર્મુખ છતાં પણ તે કૅાલેજ શિક્ષણોને શરમાવે તેવું સ્ત્રી ઊપયોગી કાર્ય કરી શક્યાં છે. એ વાત સર્વવિદિત છે. આથી કૅાલેજ શિક્ષણ ઉતારી દેવાનો કોઈ ઇરાદો નથી પણ એ સાથે સ્ત્રી ઊપયોગી વિષયોને સ્થાન ખાસ મળવું જોઇએ એ હેતુ છે; કૅાલેજ શિક્ષણમાંના એચ્છીક વિષય ઇતિહાસ અને મેથમૅટીક કરતાં માતૃત્વ, બાળઉછેર, નર્સીંગ, ગૃહવાઇફરી, એ વિષયોને પ્રથમ ગ્રહણ કરવા જોઈએ એ તરફ અણગમો રાખનારાં અધુરી જ કેળવણી લે છે, એ સ્પષ્ટ છે.

આજકાલ કેલવણીમાં કૅાલેજ ને શાળાની સહકેળવણીનો સવાલ મુખ્ય થઈ પડયો છે. એવી રીતે લેવાતી પુરૂષસંગી કેળવણીના લાભ નથી એમ ન કહેવાય, એમાં ભ્રાતૃભાવ ને ભગિનીભાવ વધતો જોઇએ, સ્ત્રી અને પુરૂષમાં એક મેક માટે માન વૃત્તિ જાગ્રત થાય, અને ખોટી લાજ તે પુરૂષોથી ડરવાની પડી ગયેલી ટેવ વિસરાય, ખોટા વહેમોને ભૂલી જવાય, પુરૂષની આજની આગળ પડતી પ્રવૃતિઓ જોઇ પોતાની ઉન્નતિ સાધવાની ઇચ્છા જાગે. સાથે સાથે બહોળું જ્ઞાન પ્રાપ્ત થાય, પુરૂષ સંગે સ્ત્રીએ—સ્ત્રીએ પુરૂષ સંગે જીવન જોડવાનું છે તો બંનેના શિક્ષણ સહચાર હોય એ ખોટુ નથી; પણ એ સર્વને પહોંચી વળવા માત્ર એકજ સવાલ પુછું છું કે સ્ત્રીઓ

પોતાની ઉન્નતિ ઇચ્છે છે, વ્યક્તિ સ્વાતંત્ર્ય માગે છે, આગળ આવવા મથે છે, તો સ્ત્રીજાતિ માટે અલગ કૉલેજ કેમ ન સ્થાપે? કે જેથી એક સ્ત્રીઉપયોગી શિક્ષણ માટે જ ખાસ કાળજી રખાય, એવા અભ્યાસક્રમો ગોઠવાય, તો દરેક જાતની ઉન્નતિના આશાભર્યા અવાજો એ કૉલેજમાંથી નીકળે: સહ કેળવણીથી માત્ર પુરૂષની હરિફાઇ કરવાનો ખાસ ગુણ કેળવાય છે. એ ભણે તે આપણે ભણવું, એ કરે એમ આપણે કરવું અને એમ પુરૂષ જાતિની સાથે સાથે ઊભા રહેવું. આમાં માત્ર અંધ અનુકરણજ દેખાય છે. પુરૂષોને આગળ જતા જે રીતે જે રસ્તે જોય, એજ રીત એજ રસ્તો પોતે પકડી લઈ સ્ત્રીજાતિ આગળ આવવા ઇચ્છે છે. ઉન્નતિ-સાધનાના ને તે માટેનાં તપ ઇચ્છવા યોગ્ય છે, પણ આમ તો નહિજ.

કેટલાકો આ સહકેળવણીને ચારિત્ર્યની દૃષ્ટિએ ખોટી ગણે છે. અને એ માન્યતામાં તેઓ સાચા કે ખોટા એ તો પરિણામ ઉપરથી જોઇ શકાય, પણ એટલું તો ખરૂંજ કે એથી જે અસર સ્ત્રી જીવન ઊપર પડે છે એ ખૂબ વિચારવાનું જરૂરી છે. સહકેળવણી એક વસ્તુને ઘણીજ આગળ લાવી મૂકે છે તે સ્વતંત્ર વર્તન છે. યુવાન–અવસ્થા એ ઠરેલપણાથી કંઇક છેટે છે; અને એ અપકવ સ્વભાવે સ્વતંત્રા, સ્વચ્છંદતામાં પરિણમે એવો ભય સાવ ખોટો તો નથીજ એટલે એવી ઘણી બાબતોમાં સહકેળવણી નારીજીવનને એટલું બધું જરૂરી નથી એમ લાગે છે. માટે સ્ત્રીવિદ્યાલયોની આપણને પ્રથમ આવશ્યકતા છે; એ સ્થાપવાં ને એની મારફત સ્ત્રીજીવનને યોગ્ય કેળવણી અપાવવી એ કેટલેક અંશે અગત્યતા ભર્યું લાગે છે. આપણી સ્ત્રીકેળવણીનો મુખ્ય મુદ્દો યુરોપિય સ્ત્રીકેળવણી જેવો નથી. દ્રવ્યો-પાર્જન એ એનો હેતુ નથી એ ભાર તો આપણો પુરૂષવર્ગે ઘરકામ શીવાય પ્રથમથીજ પોતાને માથે રાખ્યો છે, અને જો ન્યાયવૃત્તિથી કહીએ તો આપણા પુરૂષવર્ગે એ માટે સ્ત્રીઓની સહાય આજસુધી માગી નથી, પોતાના સંસારની એ જાતની

મુખ્ય ઉપાધી પુરૂષો મુંગે મોઢે સહે જાય છે. સ્ત્રીઓ અલ્કિતઓ એમને એ બોજેજ છૂટકો છે એથી પુરૂષોને દ્રવ્યોપાર્જન માટેની તૈયારી કરીને લાયકાત મેળવવી એ ખાસ જરૂરી હોઇ એ માટેની એમની કેળવણી એવા પ્રકારની હોય એ તદ્દન વ્યાજબી છે. દ્રવ્યોપાર્જન એ સંસાર સૂત્ર માટેની ખાસ ને મુખ્ય આવશ્યક વસ્તુ હોઇ એના પર અવલંબન કરી રહેનાર સારા ય કુટુમ્બે એના પ્રત્યે સદ્દભાવને કાળજી ભર્યું વર્તન રાખવુ જોઇએ એ કોઇ રીતે ખોટું નજ કહી શકાય. એથી એ વૃત્તિને વળગી રહેતાં પુરૂષને કેળવણી આપવાની પ્રથમ જરૂર જણાઇ હતી; પણ આજ તો મધ્યમને ગરીબ કુટુમ્બોમાં એ સવાલ તરી આવે છે કે શહેરોમાં પુરૂષોની કમાણી કુટુમ્બ માટે પુરતી નથી એટલે એમાં જો કોઇ બીજી રીતની સહાય મળતી રહે તો કુટુમ્બપોષણના અસહ્ય બોજામાંથી કંઇક તો પુરૂષોને રાહત મળે એ માટે કેવી જાતનું શિક્ષણ સ્ત્રીઓએ લેવું એ વિચારણિય બાબત છે. આપણા ગૃહસંસારની રચનામાં એવી ગોઠવણ નથી કે જેથી યૂરોપિય સંસારની પેઠે સ્ત્રી બહાર ધંધો કરવાને છૂટથી જઇ શકે. કોઈ ઠેકાણે એવી સગવડ કોઇને હોય તો એથી સારાએ સમાજને એ સરળ નજ પડે એ દેખીતું છે. એથી જો શાળા યા કોલેજના શિક્ષણ સાથે ગૃહઉદ્યોગ જેવા કે ભરત, ગુંથણ, ચિત્રકળા, કાંતવાનું, વણવાનું, શીવવાનું, કે એવી બીજી ચીજો બનાવવાનું જ્ઞાન અપાય તો એવી જાતની સ્થિતિમાં સ્ત્રીઓ પુરૂષ જાતિને સહાયભૂત બની શકે. એ સાથે પોતાના બચતના સમયમાં મગજને એમાં રોકી શકે, એથી આપણી સ્ત્રીઓને માથે મુકાતું કુથલી નિંદાનું આળ ઉતરી જાય, આ વાત થઈ ભવિષ્યની સ્ત્રીકેળવણીની; પણ એથીએ આગળ સાધ્ય કરવા જેવી એક બાબત ભૂલી શકાતી નથી, આપણો આજનો સ્ત્રી સમાજ અર્ધ દગ્ધ દશાએ છે, કેળવણીમાં ને સ્થિતિમાં એ સરખો છે, એટલે એમને કેવી રીતે કેળવવાં એ ખાસ વિચારવાનું છે. આ વસ્તુને લક્ષમાં રાખી મુંબાઇનું ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડલ, ભગિની

સમાજ, સેવાસદન, યંગ પારસી લેડીઝ ઇન્સ્ટીટ્યુશન અને બીજી સંસ્થાઓએ વર્ગ કહાડી સ્ત્રીઓના પુરસદના વખતનો સદુપયોગ કરાવી શિક્ષણ આપવાની શરૂઆત કરી છે, એ ઘણુંજ પ્રસંશનિય છે. આ યોજનાનો ખ્યાલ ન હોય તેવાને જઇ પુછીએ કે જે સ્ત્રીઓ હાલ સંસારમાં પડી ગઈ છે, અને “ આવી સ્થિતિની ભોગ બનેલી છે તેને તે સઘળીને કઈ રીતે કેળવવી ?–” તો એ મુગ્ધ રહેશે પણ જો આ યોજનાની એને ખબર આપીએ તો તરત તેને હર્ષ થશે. એ યોજના સફળ છે, એમ સ્પષ્ટ સમજી શકાય છે. એવા ઉદ્યોગ–ગૃહો ઊઘાડવાની ખાસ જરૂર છે, એ માટે જેટલું વહેલું બને તેટલું સારૂં. તેવા કલાસોમાં, ગુજરાતી સંસ્થાઓમાં, નર્સીંગ, મીડવાઇફરી, બાળ ઊછેર. માતૃધર્મને ગૃહવ્યવસ્થા વિગેરેના અભ્યાસો ગોઠવવા જોઇએ કે જેથી એમની ચાલુ જીંદગીમાં એ ઉપયોગી થઇ પડે. સ્ત્રી કેળવણી–કે માતૃત્વ કેળવણીને આવી રીતે આપણે સરળ બનાવી શકીએ છીએ. નેપોલિયનના સ્ત્રી કેળવણીના શબ્દોને યાદ કરનારાઓ પોતે બોલતા શબ્દોનો સાચો અર્થ કરે તો તુરત સમજાય કે ‘ દો માતાને જ્ઞાન ’ એ માતાઓને જ્ઞાન આપવાને કહે છે, આપણે તો એજ સમજવાનું છે; કારણ કન્યા કેળવણીમાંજ રચ્યા પચ્યા રહી, આજ જે સ્ત્રીઓ એ કન્યાઓને જન્મ આપી સંસ્કાર ઘડે છે ને ઊછેરે છે, તેવી માતાઓને ભૂલી ન જઇએ એ ખાસ ખ્યાલ રાખવો ઘટે છે. એથી એવા વર્ગો મુબાઇમાંજ નહિ પણ ગામે ગામ નીકળશે. ત્હારેજ આપણો સમાજ સુધરશે એવી આશા રાખી શકાશે. માત્ર મુંબાઈ કે એવાં બીજાં શહેરોમાંજ દુનીયા સમાઈ નથી જતી એ ભૂલવું ન જોઇએ. મુંબાઈ તો આવન જાવનની નગરી છે. અસ્થીરતાના ઉતારા છે. પણ જ્હાં આખીએ વસ્તી રહે છે, જ્હાં અજ્ઞાનતાને લીધે અનેક રીતે મુશ્કેલીઓ ઊભીજ છે, જ્હાં કોઇ જાતનો રસ્તો ન સુઝવાના કારણે, જ્હાં કોઇ જાતના સાધનના અભાવે સ્ત્રી અને પુરૂષ અંગ બંને મુંઝે છે, જ્હાં સંસાર એ ભારે વસ્તુ થઇ

પડી છે, જ્હાં કઢંગી રૂઢીનાજ પ્રભાવ પ્રવર્તે છે, જ્હાં સંસાર એવા અનેક કારણોને લઇને સડા જેવો ભાસે છે; ત્હાં તો ખાસ એવા વર્ગોની ગોઠવણુ કરવી જોઇએ. એમ કરવાથી આખા સમાજમાં નવચેતન આવશે અને દેશભરનો સ્ત્રી વર્ગ સબળ બનશે. ત્હારેજ સ્ત્રી સમાજને સુધરતો ગણી શકીએ, બાકી બાહ્ય કક્ષાને જોઈ રાજી થવાથી કંઇ ખાસ વળવાનું નથી. આપણેજ જોઇએ છીએ કે જ્હારે આજની સુધરેલી સ્ત્રી મતાધિકાર, સમાનતા, ને સંમતિવય વિગેરેની વાત કરે છે. ત્હારે એવા ગાંમડાની અસંખ્ય સુધરેલી કરતાં નેવુંઘણી સ્ત્રીઓ એ શું એજ નથી સમજતી, એટલી બધી અજ્ઞાનતા પ્રવર્તી રહી છે તેવા દેશની કેળવાયેલી સ્ત્રીઓ, માતાધિકાર, સમાનતા ને સહ કેળવણીની વાતો કરે તે કરતાં, કેળવણી કેળવણીના બરાડા પાડે તે કરતાં કામ કરવા લાગી જાય, ને પરિચારિકાઓ બને તોજ એમના તપનું પરિણામ કંઇક અંશે વહેલું આવેલું જોઇ શકીએ.

અત્રે એક વસ્તુ ધ્યાન પર લેવાની જરૂર જણાય છે. સમય જતાં આપણામાં માત્ર એટલો ફેરફાર થયો છે કે કન્યાને અક્ષરજ્ઞાન આપવાને છૂટ મળી છે, પણ સખેદ કહેવું પડે છે કે પ્રાથમિક કે માધ્યમિક શિક્ષણ મેળવતી કન્યાઓ અમુક સમયે અભ્યાસમાંથી અદશ્ય થઇ જાય છે; અને એમ અર્ધદગ્ધ બની જાય છે. અને ધીમે ધીમે ભણેલું ભૂલી માત્ર થોડુંક લખતાં વાંચતાં જાણવાનુંજ બાકી રહી જાય છે, એનું એકજ કારણ તે આપણાં–લગ્ન: લગ્ન એ અભ્યાસની છેલ્લી હદ હોય એમ સહેજે માની લેવું પડે છે. સાસરે ગયા પછી સંસારના ભારથી કે રૂઢીના પ્રતિબન્ધથી એની લાગણીઓ દબાઇ જાય છે કે સાવ સુકાઇ જાય છે. એથી વાંચન પણ વધી શકતું નથી, કે નવિન વિચાર શક્તિ પ્રાપ્ત થતી નથી. માત્ર સંસારનો ઢસેડો એમને એમ સાવ અજાણની પેઠે હંકારે જાય છે. અને એમાં સાવ નહિ લીધેલી કેળવણી જેવી સ્ત્રીઓની સંગાથી બને છે. એ

પરિસ્થિતિ સઘળે ઠેકાણે છે તે શોચનિય છે. એના અભ્યાસને ઉત્તેજન આપવા સાસરાપક્ષે પણુ સગવડ કરી આપવી જોઇએ.

અક્ષરજ્ઞાન વિના સ્ત્રીજીવન નથી જીવાતું એમ તો નથીજ પણુ એ જ્ઞાન જો સમ્પૂર્ણું પણે લેવાયું હોય તો વાંચનથી બુદ્ધિ વિચારતાં શીખે છે. આપણી અને અન્ય ભાષાઓમાં જ્ઞાનનાં ભંડાર ભર્યાં પડયા છે, એ જો મેળવવા ચાહે તો અક્ષર જ્ઞાનની આવશ્યકતા છે, કે જેથી આપણા સ્ત્રીજીવનની અન્ય દેશીય સ્ત્રીજીવન સાથે સરખામણી કરી શકાય અને ભૂલ્યા રાહને શોધી લેવાય. પણુ એથી સ્ત્રીઓની કેળવણી એમાંજ વસી છે, એમ તો નજ મનાય પુરૂષો કરતાં સ્ત્રીઓને કાર્યભૂમિની અધિષ્ટાત્રી દેવી બનવાને અને દરેક ફરજો સંભાળી લેવાને લાયક બનવા ગૃહધર્મનું જ્ઞાન લેવાનું ખાસ આવશ્યક છે. કારણુ પુરૂષને સ્ત્રી એ બે સરખાં છે પણુ એક નથી, સહચારી છે. પણુ વ્યક્તિત્વ જુદાં છે. આપણુ માનીએ છીએ તેમ એક બીજાની એ પુરવણી છે. તો એકનાં અધુરાં બીજાએ પુરાં કરવા યોગ્ય બનવું જોઇએ; અને એથી, એ મહાપ્રશ્નનો વિચાર કરીનેજ સ્ત્રી કેળવણીનો ક્રમ યોજવો હજુ બાકી છે એ જલ્દી હાથ લેવાય એ ઇચ્છવા યોગ્ય છે.

કેળવણીમાંની એક મુખ્ય વસ્તુને આપણે કોઇ રીતે ત્યાગ કરી શકશું નહિ. ઉપરની જે કેળવણી કહી તે સઘળી માનસિક ઉન્નતિની; પણુ એ મનની તંદુરસ્તી જેના પર આધાર રાખે છે તે શારિરીક કેળવણીને પ્રથમ સ્થાન મળવું જોઇએ. આપણા સમાજમાં તો સ્ત્રીવર્ગ આજ નિર્બળ થતો જાય છે, એનું કારણુ એ શારીરિક કેળવણીનો અભાવ છે. ગૃહધર્મના આદ્ય યોજકે આપણા સમાજમાં એ કેળવણી આડકતરી રીતે એની વ્યવસ્થામાં જ ઓતપ્રોત કરી મુકી છે. જો શારીરિક કસરત યા વ્યાયામ એ ગૃહવ્યવસ્થામાંથી બાદ કરીએ તો આપણુને મુંબાઇનું શેઠાણીજીવન, યા ભારતવર્ષનું

રાણીપદ યાદ આવશે, કે જેને શ્રમના અભાવે શરીરને કસરતની કોઇ તક મળતી નથી. અને એથી આજે જ જાગૃત થતા આપણા સુધરેલા કેળવણીકારોને એનાં અનિષ્ટ પરિણામ જણાતાં, સમાજના અંગ્રેજી રીતની તાલિમ કન્યાશાળાઓમાં દાખલ કરવી પડી છે. હજુ તો આપણે આપણી પ્રથમની કસરત જે ગૃહકાર્યમાં ભળી ગઈ છે, એ તદ્દન ભૂલી ગયાં નથી એટલાં ભાગ્યશાળી છીએ—પણ આજે અપાતી માનસિક કેળવણી સાથે કન્યાઓમાં જો પાણી ભરવાનું, દળવાનું, ખાંડવાનું, સોવાનું, કાંતવાનું વલોવાનું, વાસણ માંજવાનું, રાંધવા શિક્ષણ અપાય તો ગૃહકાર્યના જ્ઞાન સાથે એમને શારિરીક કેળવણી મળે, શાળાઓ વિગેરેમાં કન્યાઓ પાસેથી એવા અભ્યાસક્રમ ગોઠવાય તો કોઇ રીતે ખોટું નથી એમ સમજી શકાય છે, બાકી એ યોગ્ય કસરતને છોડી, ગૃહકાર્યને બાજૂ મૂકી, બે વખત ખાઇને પ્હરાણે પચાવવા માઇલ માપી ચાલવું પડે, અગર ડમ્બેલ્સ, મગદળ, ટેનીસ સ્વીમીંગ વિગેરેની કવાયત ને કસરતની નિરર્થક સહાય લેવી ન પડે એ સંભાળવું જરૂરી છે. ભવિષ્યનું સ્ત્રીશરીર ઘડવા આ કેળવણીનો આવી રીતે ઉપયોગ કરવામાં આવે એ ખાસ મુદ્દાનું કામ છે; અને એના જ ઉપર બીજી કેળવણીનો આધાર છે, એ આપણો સમાજ ન ભૂલે: અને માનસિક કેળવણીને પ્રધાન માની આ મુખ્યને ગૌણ પદ આપે, અગર ભૂલી જાય એ કોઈ રીતે લાભદાયી નથી, એ વિચારી પગલાં ભરવાં જોઇએ ધાર્મીક કેળવણી પણ સ્ત્રીશિક્ષણ સાથેજ ગુંથી લેવી જોઇએ, કે જેથી મન શંકાશીલ ન રહે, તર્કને તત્વ શોધનની શક્તિ વધે, રૂઢીના અંધકારને દૂર કરતાં શીખે, અને એ રીતે ભારતીય સન્નારી સર્વ રીતે સમ્પૂર્ણ બની શકે.

## “ લગ્ન ”

જ્યહાં લગી બાળ લગ્નની હાંસડી આપણે પહેરવી સરજી હશે ત્યહાં લગી પુરૂષોએ પોતાની પત્નીઓના શિક્ષક બનવું પડશે.

× × ×

સ્ત્રી પુખ્ત ઉમ્મરની ન થાય ત્યહાં લગી શિક્ષાવસ્થામાં રહે અને ત્યહાં લગી પુરૂષો તેમની પ્રત્યે બ્રહ્મચર્ય પાળે તો? આપણે જડતારૂપી શક્તિના દાબ તળે કચરાયેલા ન હોઇએ તો આપણે બાર કે પંદર વર્ષની બાળા ઉપર કદી પ્રસવની મહાવ્યથાનો બોજો ન જ મૂકીએ. એ વિચાર કરતાં પણ આપણને કંપારી છૂટવી જોઈએ—

મહાત્મા ગાંધીજી

# લગ્ન

એક વિદ્વાન કહે છે કે, આત્મા બે રૂપે અવતરે છે કોઇમાં પુરૂષત્વ તો કોઇમાં સ્રીત્વ, આત્માના આ બે દેહ છે. આથી આ બે છૂટા પડેલા આત્માદેહ એક થવા અહર્નિશ મથ્યા કરે છે. એક બીજાનાં આકર્ષણ આજનાં નથી સૃષ્ટીના પહેલાં પ્રહરથી છે. એ બેનું એક થવું એનું નામ લગ્ન. મનુષ્ય જાતિમાં એ પ્રત્યક્ષ સ્હમજાય છે. મનુષ્ય એ બુદ્ધિમતું પ્રાણી હોઇ જીવન કંઇક મર્યાદશીલ બનાવી શકયું છે. એટલે સ્રી પુરૂષનાં માનુષીલગ્નની મહત્તા છે. ઉપર કહ્યું એમ એ લગ્નનો ગુણ આકર્ષણ છે. એક બીજામાં એક થવાની ભાવનાનાં સાફલ્ય એ લગ્ન. જે કુદરતી છે, કૃત્રિમ નથી. લગ્ન એ સ્વભાવ છે ટેવ નથી. પરન્તુ એને શોભીતું કરવા માટે, એને સુસ્થિત ને વ્યવસ્થિત કરવા માટે, એને મર્યાદામાં મુકી મહત્તા આપવા માટે મનુષ્યે જે નીતિનિયમોની પ્રણાલી પાડી છે, એને હાલ તો આપણે લગ્ન કહીશું. સ્રી પુરૂષનાં લગ્ન એવાં જ મર્યાદાભર્યા ને નિયમબદ્ધ હોય ત્હારે જ એ માનવ-લગ્ન કહી શકાય. સ્રી પુરૂષ એ એક હોવાં છતાં વ્યકિતત્વ જુદાં છે, જો વ્યકિતત્વ જુદાં ન હોય તો એકથી બીજું કેમ આકર્ષાય ? પોતાના પાસે જે વસ્તુ હોય એને માટે બીજાની ઇચ્છા કેમ કરે ? પોતા પાસે જે ન હોય અને બીજાની પાસે દેખે ત્હારે જ એ લેવા પ્રેરાયને ? એમ સ્રીમાં

જે નથી તે પુરૂષમાં છે, ને પુરૂષમાં જે નથી તે સ્ત્રીમાં છે. બન્નેએ જુદા જુદા ગુણુ પરિધાન કરેલા છે એટલે એક બીજાની આશા કરે છે, બન્ને એક થવા માગે છે, એ સનાતન ઇચ્છાને પ્રાપ્ત કરવા બન્ને એક થઇ એક બીજાના ગુણુરશ્મિ સામસામા આપ લે કરી સહભાગી ને સહચારી બને છે. એ જુદી જુદી શક્તિના સમન્વય, ને સંમિલન તે લગ્ન. લગ્નનું કારણુ સનાતન છે, ઇચ્છા સનાતન છે, અને ક્રિયા કુદરતી છે, એટલે એમાં સ્ત્રીપુરૂષનો હાથ નથી એ સ્પષ્ટ છે. માત્ર જે કંઇ કૃત્રિમતા ઉતરી છે. તે આપણી પોતાની ડખલગીરીનું પરિણામ છે. એને સુધારવું કે બગાડવું, એને વીકસાવવું કે, વણુસાડવું એ માનવ મનોદશા પર અવલંબે છે. પુરૂષ સ્ત્રીને પુરૂષત્વનું દાન કરે છે, ને સ્ત્રી પુરૂષને સ્ત્રીત્વનું દાન દે છે. એ દાન વીધીને આપણે લગ્ન કહીએ છીએ. બે અપૂર્ણ છે તે મળી જઇ પૂર્ણ થાય છે. એ નીતિ સામાન્ય બુદ્ધિએ પણુ મહત્વની લાગે છે. એટલે લગ્ન એ આવશ્યક છે. સ્ત્રી અને પુરૂષ સ્થૂલ દ્રષ્ટિએ પણુ જુદાં છે. એ જોઇ શકાય છે એટલે એમાં વધુ ઊંડા ઉતરવાની આવશ્યકતા નથી પણુ એ બન્નેના વ્યક્તિત્વ કેવા પ્રકારનાં છે તે જોઈએ: પુરૂષત્વ એટલે પરાક્રમ, કઠોરતા, બુદ્ધિપ્રભાવ, ને કર્તવ્ય નિષ્ટાના ઉચ્ચ ગુણો: સ્ત્રીત્વમાં, મૃદુત્તા, સહૃદયતા, સુકુમારતા, સહનતા ને ચંચળતાના ગુણો મુખ્ય છે. પુરૂષ બુદ્ધિપ્રદેશનો મહત્તા ધારી છે. સ્ત્રી હૃદય દેશની અધિષ્ટાત્રી છે, એ બન્ને એક બીજા પાસેથી ગુણો વાંછે છે, ને એમ પૂરવણી બનતાં બન્ને એક થાય છે એનું નામ લગ્ન. આવા લગ્નમાં ઇચ્છા પ્રથમ જાગે છે ને એ ઇચ્છાના પ્રતાપે આકર્ષણુ શક્તિ વધે, અને એ આકર્ષણુ શક્તિનું અંતમિલાપ તે લગ્ન પણુ એ લગ્નની સફળતા પેલી ઇચ્છાની પ્રબલતા ઉપર આધાર રાખે છે. એ ઇચ્છા જો સ્થિર ને ગંભીર હોય, ક્ષણિક ન હોઈ ચિરણુજીવીપણાનો એમાં અંશ હોય તો જ એ સમન્વયનો અર્થ સરી શકે, એના પરિપકવપણાં ઉપર એનું પરિણામ આવે,

એથી જ એ ઇચ્છા-પ્રેમ-સ્નેહ જે કહો તે સાચો ને શુદ્ધ હોવો જોઈએ; એનો જન્મ પવિત્રતામાંથી થવો જોઈએ; અને ત્યારે જ સાચાં માનવલગ્ન કહી શકાય.

આ લગ્નથી એકની આશા તે બીજાની બને છે, એકની ઇચ્છા તે બીજાની બને છે, એવાં સંયમીજીવન એટલે જ મનુષ્ય જીવન, એમાં સહચાર, સહગમન, ને સહભાગ એ અર્થ છે, એ ઉંડા રહસ્યને સમજીને જે કાર્ય થાય તે સરળ ને સફળ બને, એમાં રહેલી અશક્તિઓથી લગ્નની ભાવના બગડતી જાય છે, માત્ર પ્રણાલીને કે રૂઢીને અનુસરી થતાં લગ્ન દીલપરના બાહ્ય અંકુશને લઇને જ યોગ્ય છે, જેથી એકત્વને ઠેકાણે ભિન્નત્વનો ભેદ રચા કરે છે, એવી જાતનાં લગ્નથી સંસાર શ્રેયસ્કર હોવા છતાં દુસ્તર બને છે, એક જીવનની ભાવના હોવા છતાં દિશા દિશામાં એનાં વહેણ જુદાં વહેવા છુપા પ્રયાસ આદરે છે. આવાં અનિષ્ટ પરિણામ એ અજ્ઞાનતાનાં કારણ છે. અધુરી ને આછી ઇચ્છાએ ઉતાવળથી લગ્નને અમલમાં મુકાય છે, એથી જોઈતી ઉણપ પૂરી થવાને બદલે વધતી જાય છે, અયોગ્યતાના ભાવ ભજવી લગ્નને વણસાડવામાં આવે છે. કહો કે એ કુદરતી લગ્નને મનુષ્યોએ પોતાના હાથની વાત માની લઇ કૃત્રિમ બનાવ્યું છે, અને એમ કૃત્રિમતાના કારણે આ મનુષ્યજીવનનો એક જીવી સિદ્ધાંત નહિ સચવાતાં ઉચ્છેદાય છે. આવા ઉચ્છેદનાં મુખ્ય કારણો. (૧) બાળલગ્ન, (૨) કન્યાવિક્રયને વરવિક્રય, (૩) વૃદ્ધલગ્ન એ મુખ્ય છે. આમાં અજ્ઞાનતા ને અયોગ્યતા તથા કૃત્રિમતા આપણે સ્પષ્ટ જોઇ શકીએ છીએ; અને એમ 'લગ્ન એ પ્રાણ વિકાસનું વ્રત' નથી રહેતું પણ પ્રાણ વિનાશનો પંથ' બને છે અને 'પડ્યુ પાનું નિભાવી લે' એ સમાજસુત્રના આશરા હેઠે શુષ્કજીવન વીતાડવું પડે છે. આ આપણા સંસારની દીશા સુધરે તો જ સમાજની સ્થિતી સુધરે એ સ્પષ્ટ છે. પણ એ સંસારને સુધારવા આપણાં લગ્ન સુધારવાં જોઇએ. શરૂઆતને સુધારવાથી અંત ને પરિણામ

સુખરૂપ હોય છે, આપણા લગ્નોની વાત કરતાં આપણને યુરોપિય લગ્નોનો કંઇક ખ્યાલ લેવો જોઇએ, કારણ હાલ આપણા અનુકરણ યુરોપમાંથી ઉતરે છે. યુરોપિય સંસ્કૃતિ લગ્નને ઐચ્છીક માને છે એટલે ક્યારે લગ્ન કરવાં અને ક્યારે નહિ, કોની સાથે અને કોની સાથે નહિ, કઈ ઉમ્મરે અને કઈ ઉમ્મરે નહિ એ પ્રશ્નોને ત્યાં સ્થાન નથી. આમ હોવાથી એમનાં લગ્ન ઉપલી દૃષ્ટિએ તે સ્નેહ લગ્ન જેવાં દેખાય છે, પણ આજના પરિણામે આપણે જોઈ શકીયે છીએ કે યુરોપિયલગ્ન એ સ્નેહલગ્ન નથી પણ સગવડતાનાં લગ્ન છે; જેથી જેની સાથે પોતાની સગવડ સચવાય એની સાથે એનાં લગ્ન થાય, એમાં નથી મર્યાદા કે નથી વિવેક: ચાહે એટલી મુદત સુધી કુવારાં સ્ત્રી પુરૂષ ભેળાં રહે છે; અને એક બીજાના અનુભવ લે છે. એમાં જ જો કટુ અનુભવ થયો કે મન ન માન્યું તો પરણવાના વિચાર માંડી વાળે છે. અને પુનઃ બીજો પ્રયાસ ચાલુ રહે છે, અગર એકલાં રહી જીવન વિતાડે છે. આ સગવડિયાં લગ્ન નહિ તો બીજું શું? એમાં ક્યહાંયે નીતિ કે નિયમની ઝાંખી થાય છે? ત્યહાં કુવારાં એ બ્રહ્મચારી નથી હોતાં, કૌમરપણું એટલે બ્રહ્મચર્યનું વ્રત એ અર્થ યુરોપિય જીવનમાંથી નથી નીકળતો. વિભક્ત કુટુમ્બની પ્રથાને લઇને સૌ પોતપોતાનું કરી લેવા મથે છે, છોકરી અગર છોકરો યુવાન થતાં પોતે પોતાનો ભાર ઉપાડી લે છે. એટલે પુરતાં સાધન ને સગવડ વગર લગ્ન ન કરી શકે એ ચોકખું છે. એટલે લગ્ન કંઇક મોડી ઉમ્મરે થતાં દેખાય છે, એટલે ત્યહાં બાળલગ્ન પ્રથા નથી સંભવતી, પણ એથી ઉપર રહ્યું તેમ–જે અર્થે બાળલગ્ન ન થવાં જોઇએ, એ અર્થ સચવાય છે, અને એમ સમજીને જ એવું પગલું ભરવામાં આવે છે એમ નથી માની શકાતું એમની સંસાર વ્યવસ્થાનું એતો પરિણામ છે. સાથે સાથે એમ પણ કંઇક અંશે તો ખરૂં જ કે ત્યહાંના શીત આબોહવાને લઇને કામનાઓની જાગૃતિ કંઇક મોડે થાય છે, અને અભ્યાસને કેળવણીના

સંસ્કારોમાં ઉછરતનિ એવી વૃત્તિઓનું વલણુ ઓછું હોય એ સંભવિત છે આ સર્વ કારણોને લઇને યુરોપિય કુમારી ઓભાવમાં કંઇક મોટી ઉમ્મરે પ્રવેશે છે, એટલે સહેજે એનું શરીરબંધારણ મજબુત બને છે; અને એથી આપણા સ્ત્રીસમાજ કરતાં ત્હાંનો સ્ત્રી સમાજ શારિરીક અવસ્થામાં સારો દેખાય છે. અને એમ પુખ્તને મજબુત શરીરબાંધા સાથે શરૂ કરેલો સંસાર એના શરીરનો ઝટ વિનાશ કરી શકતું નથી. ત્હાં બાળલગ્ન અટકાયતની આ સુન્દર અનુકુળતાઓ છે.

હવે આપણે ત્હાંની લગ્ન ભાવનાને ઉકેલતાં જણાશે કે હિન્દુ સંસ્કૃતિ લગ્નને આવશ્યક માને છે; અને એથી ક્યહારે લગ્ન કરવાં ક્યહારે નહિ, કોની સાથે અને કોની સાથે નહિ, કયી ઉમ્મરે ને કઇ ઉમ્મરે નહિ, વિગેરે પ્રશ્નોનું સમર્થન કરવું પડે છે, અને એથી ધર્મ અને સંસારીક નીતિના ઝઘડા ઉભા હોય છે, આમ સહેજે લગ્ન એ સંસારીઓનો કહો કે વડીલોનો પોતાનો ઐચ્છીક વિષય બને છે નહિ કે લગ્નના ઉમેદવારો લગ્નનો ઉકેલ આપણે ત્હાં માતપિતાને કુટુમ્બી જનોના હાથ છે, નહિ કે લગ્ન કરનારાંઓને લગ્ન આવી રીતે આપણી લગ્નવ્યવસ્થામાં કંઇક મર્યાદા નીતિને વિવેકને બ્હાને પસંદગીને તો સ્થાન પણ નથી એમાં સ્નેહ લગ્ન તો શું પણ સંમતિનેય સ્થાન નથી, એ શોચનિય છે. માત્ર બન્ધન ભાવે એનાં દર્શન થાય છે, જેથી યુરોપિય લગ્ન કરતાં એમાં ઓછી સગવડ દેખાય છે; પણ બન્ધન તે સાચું બન્ધન હોઈ એમાંથી છૂટા થવાનો કોઇ સંભવ જણાતો નથી; એટલે જ ઉપર લખ્યું તેમ 'પડયું પાનું નિભાવી લે' એ સુત્રને સરજવું પડયું. અને એમ આશ્વાસન મેળવવું રહ્યું કાંતોઃ—

"હરિ ! હોમ્યા હુતાશમાં શે ફુલો કે દેવનાં દાન દીધાં;
એ તે આપ કે બ્રહ્માજી ભૂલ્યો ? કે પારકાં કેમ કીધાં ?

એમ રડતાં હરિની ભૂલ શોધવી પડે છે. આપણો આજનો સંસાર આમ રડતો છે. જો કોઇ સાચી સાંભળવા કાન માંડે તો સંસાર એને રડતો સંભળાશે. બન્ધન તોડવા માટે આ ચિત્ર નથી કે નથી એનો એમ સમજાવવાનો ઉદ્દેશ કે લગ્નમાં બન્ધન ન હોવું જોઇએ. લગ્ન એટલે જ લગ્ન. લગ્નનો અર્થ છૂટાછેડા નહિ. લગ્નમાં મર્યાદાને નીતિ નિયમ બદ્ધતા હોવી જોઇએ. યુરોપિય લગ્નમાં એ નથી એટલું એ ઓછી મહત્તાવાળું છે, ઓછા મનુષત્વવાળું છે. પણ કહેવાનો અર્થ એજ છે કે તદ્દન અયોગ્ય ઉમ્મરે બાળલગ્ન કરવાથી કે બાળ કન્યાને વૃદ્ધ સાથે વળગાડી દેવાની, કે કન્યાવિક્રય કે કુળવાનોમાં થતાં વરવિક્રયમાં કજોડાં જ ઉભાં થવાનો સો ટકા સંભવ છે. એ બધાંય રડે છે, એમની જીંદગી રડતી પુરી થાય છે, પુરૂષને કદાચ એમાં ઓછું સહેવું પડતું હોય પણ સ્ત્રીને તો એ સહેવાની હદ બાકી નથી રહેતી. આપણા લગ્નમાં ૭૦ ટકા આવાં લગ્ન થાય છે એ અનૈચ્છિક પ્રસંગનું ખ્યાન કરવું પણ કમ્પારી ભર્યું છે કારણ એમાં નથી શરીરનું બંધારણ કરવાનો યોગ્ય સમય મળતો કે નથી કેળવણીને અનુકુળતા અપાતી: યુરોપિય લગ્નમાં વિભક્ત કુટુમ્બની પ્રથાને લઇને અને ઐચ્છિક પ્રશ્ન હોવાથી છોકરા છોકરીનાં લગ્ન એમના પોતાના વિચાર ને સગવડ પર અવલંબે છે; જ્યારે આપણે ત્હાં અવિભક્ત કુટુમ્બ પ્રથાના સબબે અને આવશ્યક પ્રશ્નને અંગે માતપિતાનો એ પ્રશ્ન બની રહ્યો છે; અને એમ લગ્નની સઘળી વાત એમના પર જ અવલંબેલી રહે એ સ્પષ્ટ છે. આમ હોવાથી પોતાની સગવડે અને પોતાનું દીલ ચાહ્યું ત્હાં, છોકરી છોકરાના ભાવિનો સંપૂર્ણ ખ્યાલ કરી તેઓ લગ્ન નક્કી કરતાં, આ સાથે એક એ પણ કારણ સચવાય છે કે છોકરો અગર છોકરી ગમે તેમ પણ યુવાન અવસ્થાએ લગ્ન કરે એટલે કદાચ એમની મનોદશા કોઇ વિકારોને લઇને અપક્વ સ્વભાવે ને ઉતાવળે મોહલુબ્ધ બની ભૂલ ખાય નહિ માટે એમના પોતાના ભાવિના આ લગ્ન પ્રશ્નને માતપિતા

પોતે સંભાળી લેતાં હોય લગ્ન કરવાવાળાની સંમતિ તો જરૂર લેવાતી, પણ વખત જતાં હિન્દુસ્થાન ઉપર પરદેશી આક્રમણોના કારણે, અને તે વખતની પરદેશી મનોવૃત્તિ હિંદુસ્થાનની સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની હોવાથી બાળપણામાં લગ્ન કરી નાખવાની રૂઢી અમલમાં મુકાઈ હોય એમ માનવાને કારણ મળે છે; સાથે સાથે કળિયુગના પ્રભાવના ભયે કન્યાને ઉમ્મરમાં આવતા દેવામાં એની વૃત્તિઓમાં પાપ વાસનાઓ કદાચ ભરાઇ જાય એવા ભયથી બાળલગ્ન અસ્તિત્વમાં આવ્યું હોય એમ સમજી શકાય છે. વળી પોતાનો મોટો છોકરો અગર છોકરી પરણતાં હોય તેની સાથે ભેગાં ભેગાં ઓછો ખર્ચ થાય એમ સમજીને પણ નાનાં બચ્ચાંઓનાં લગ્ન કરવાની ટેવ બંધાઈ ગઇ હોય એમ પણ આપણે ત્હાં બાળ લગ્નનું કારણ બન્યું હોય એ સંભવીત છે માતપિતા ગરીબ હોય, અને કોઇ જાતનો આધાર ન હોય તો લગ્નનો ખર્ચ ઉઠાવવાને અશક્તિ દેખાડવાં લાગ્યાં, એથી સામા પક્ષે એ ખર્ચ પોતે ઉપાડી લેવા મરજી બતાવતા ચાલ્યા આવ્યાં ને એમ વધતાં વધતાં કન્યાની કિંમત થવા લાગી, કાંતો કન્યા ઉતાવળે પરણાવવાના આગ્રહે, અગર મોટી ઉમ્મરના, હલકા કુળનાં, ઓછા ગ્નાનવાળા, અયોગ્ય વર્તનના, એવા પુરૂષો સાથે લગ્ન કરવાથી, એ ખર્ચ વધીને મોટી કિંમત પર આવવા લાગ્યું. એથી કન્યાવિક્રય હસ્તીમાં આવ્યું સમજાય છે; અને આમ જેને કોઈ ન આપે એને કન્યાવિક્રયવાળા આપે એ ચોકખું છે, તેમને ન કન્યાના ભાવીની દરકાર રહી કે ન કોઇ બીજી રહી એથી પોતાના એ ધંધાને તેમણે આજ સુધી ચાલુ રાખ્યો. છોકરા છોકરીનાં ભાવી આમ બગડતાં ગયાં ને 'કન્યા જ્યહાં દોરે ત્યહાં જાય' એ સુત્ર પર જોર અજમાવવામાં આવ્યું છે. આ કલ્પનાઓ આપણાં લગ્ન કેમ વહાસ્યાં તેની છે.

જે કુટુમ્બોને પોતાની જ ગેરવ્યવસ્થાને લઇને બીજાઓ કન્યા ન આપવા લાગ્યા તેમણે અંદર અંદર સાટાં પેટાંનો ચાલુ કર્યો; અને

છોકરી આપી વહુ લાવે એમ શરૂઆત થઈ, જેને પરણવું હોય તેને માટે એક કન્યા આપવી જોઇએ, એમ પૈસાને ઠેકાણે મનુષ્ય જાતિની આપ લે થવા લાગી, આમાં કન્યા અગર કુમારનાં સુભાગ્યને સ્થાન ક્યહાં હોય? લગ્ન એ આવશ્યક વસ્તુને આવું ખરાબ રૂપ અપાયું, એ જોઇ શોક થાય એ સ્વાભાવિક છે.

આ ઉપરાંત કુલિન્તાની ભાવના હજુ મનપ્રદેશથી ઓછી નથી થઇ. એ વાત તો સાચી છે કે એનું મૂળ ખોટું નથી. એક કુટુમ્બ પોતાથી વધારે સારા ખાનદાન અને ઉજ્વલ ગણાતાં કુટુમ્બમાં કન્યા દેવા રાજી હોય કે જેથી પોતે સારૂં કર્યું કહેવાય અને છોકરીને ઠેકાણે પાડી, એના ભવિષ્યને સુધાર્યું એ ખ્યાલ લોકમાં આવી શકે, એ જ ઇરાદાથી આ કુલિન પ્રથા ચાલુ થઇ; અને એમ કોણ ન ઇચ્છે? આજ સુધારકોને પણ પૂછીએ કે ત્હમે ત્હમારી છોકરી ક્યહાં જતી જોવા ઇચ્છો છો? તો કહેશે કે—નામાંકિત ગણાતા, શ્રીમંતાઈવાળા, ને પોતા કરતાં કંઇક વધુ સારા કુટુમ્બમાં જાય એ એમની ઇચ્છા છે, એથી, આવી મનોવૃત્તિથી વખત જતાં અમુક જ કુટુમ્બો કુળવાન છે, ઊંચાં છે, એવી રીતે ઓળખાવા લાગ્યું. અને આપણો સમાજ એમ એ જ ઊંચને કુળવાન-કુટુમ્બો તરફ વળવા લાગ્યો, ને એ જ હિસાબે એ કુળવાન ગણાતાઓને એક પછી એક કન્યાની ભરતી થવાથી કન્યા મેળવવી, પરણવું, એ તદ્દન સહેલી વસ્તુ થઇ પડી, ને જેમ એક વસ્તુ વધુ પ્રમાણમાં હદ છોડી અપાય ત્યહારે તૃપ્ત થયેલાં એ વસ્તુ તરફ અભાવ દેખાડે, અને વખતે એ જ વસ્તુને ધિક્કારે અગર એની કિમ્મત હલકી આંકે એ વાત સમજી શકાય છે, એક વસ્તુ સાધારણ થઇ પડે તોય—એનાં મૂલ હલકાં રહે છે, એમ કન્યાની કિમ્મત ને કન્યાનું વ્યક્તિત્વ, અને છેવટે પત્ની પ્રત્યે, અને એમ આગળ ચાલતાં સ્ત્રી જાતિ ઉપર એવાંઓને હલકા વિચાર ઉદ્દભવવા લાગ્યા, અને પોતે ચાહે તે ટાણે, ચાહે તે કારણે, ચાહય તે ઉમ્મરે, ચાહય તેટલી

ઓઓ કરવાને તદ્દન સ્વતંત્ર બનતા ગયા ને સાથે ઉચ્ચ કુટુમ્બના મોહવાળાઓ એમને દેવાને, એ દુઃખી બાલાઓમાં ભરતી કરવાને પોતાની કન્યાઓ વરાવવા એક દીકરીનો જન્મ ખરાબ કરી, બીજીને પરણાવવાને, પછી, ભલે તે જીંદગીભર રડયા કરે કે રખડયા કરે, એ વિચાર સાથે પણ પોતે એક કુળવાનને પોતાની દીકરી દીધી છે એટલા જ અભિમાનથી, ને આબરૂ લેવા—જેને અજ્ઞાન સમાજ અગત્યતા આપે છે, એમ કરી અને લગ્નને વણસાડે છે. લગ્નમાં મનુષ્યો પોતાના અજ્ઞાને કેવી જાતનાં રૂઢીબંધનો ગળે ફાંસા જેવાં લઇ બેઠા છે, અને એમ લગ્ન નામને કેટલું હલકું પદ આપી બેઠા છે એ ખાસ વિચારવા જેવું છે. જે લગ્નને આવશ્યક ગણ્યું એને આમ વણસાડવુ તે પાપ છે. લગ્ન માટે કાળજી રાખનાર શાસ્ત્રોનેય આપણા સમાજે પી લીધાં છે; છતાં નાહક શાસ્ત્ર, ધર્મને રિવાજ નામ આપી ધર્મને નિંદ્ય બનાવવા—અધમતા આદરે છે, એ જોઇ કોઇ પણ વિચારકને દીલગીરી ઉપજે. લગ્નના શુદ્ધ હેતુને અનુસરી એની ભાવનાને મુખ્ય પદ આપી લગ્ન યોજાય એવાં પગલાં આજે લેવામાં આવે તોજ સમાજ કાલનું ભાવી ઉજ્વલ કરી શકે.

ગુજરાતના એક પ્રખર વિદ્વાન સ્વ. શ્રી મણિલાલ નભુભાઈ દ્વીવેદીએ આપણી લગ્ન વિધીનું એક ઠેકાણે નીચે પ્રમાણે સ્પસ્ટી-કરણ કર્યું છે એ ખુબ સમજવા જેવું છે એટલે આ ઠેકાણે ઉતારૂં છું.

વિવાહ વિધીના ઘણું કરીને છ મુખ્ય ભાગ છે. મધુપર્ક, કન્યાદાન, કૌતુકાચાર, હોમ—અશ્મારોહણ, ને સપ્તપદી. કન્યાનું દાન આપવા બોલાવેલા વરને કન્યાનો પિતા મધ, દહીં, અને ઘીનો મધુ-પર્ક આપી પુજા કરે છે. એ એની અતિથી પુજા પછી કન્યાના પિતા કન્યાનો હાથ વરને સોંપે છે ને સંકલ્પ કરે છે. “પ્રજા-પત્યાદિ દેવ પ્રસન્ન થાઓ” સર્વ દેવ મય આ પુજ્યને હું મારી કન્યાનું દાન ધર્માચરણ માટે કરૂં છું. હવેથી એ કન્યા મારી નથી.’

કન્યાની માતા પણ એમ જ અનુમોદન આપે છે. ત્હાર પછીની વિધી વર કન્યા પોતે કરે છે; ને એ વખતે જે મંત્રોચ્ચાર કરવાના હોય છે. તે, **સ્નાતકવર** પોતે જ કરે છે. એ ઉપરથી આપણી લગ્નવય અસલ કેટલી હોવી જોઈએ એનું ભાન થાય છે; ને વરની વિદ્વતાનો પણ અહીં જ એ ઉપરથી ખ્યાલ આવી શકે છે. પાણી ગ્રહણ થયા પછી વર પૂછે છે 'કન્યા કોણ આપે છે? કોને આપે છે? ને ઉત્તર મળે છે 'કામ આપે છે, કામને આપે છે,' એમ ઊભયે તે સંબંધને કેવળ પ્રેમરૂપી કામથી થયેલો અને પરસ્પર અતિશય આનંદ કરવાવાળો સમજી સ્વીકારે છે: પછી કન્યાનો પિતા વરને દાન દક્ષિણાદિ આપે છે. પછી વરકન્યા માયરામાં બેસે છે, જ્યહાં ગમે તેવી નિર્દોષી પણ પ્રેમોદ્દિપક રમતો થાય છે. તથા મદનફળનું ( મીંઢળનું ) બંધન થાય છે; ને એમ વરકન્યા એક બીજાથી નિરંતર પ્રેમબદ્ધ થયાનાં ચિન્હો બતાવે છે. એ કૌતુકાચાર પછી વર, કન્યાને અગ્નિની સાખે 'હું ત્હને સૌભાગ્ય માટે, ગૃહરક્ષણ માટે, પ્રજા માટે, ધર્માચાર માટે, નિત્યસંબંધથી ગૃહણ કરૂં છું' એમ કહે છે. કન્યા તે વાત સ્વીકારે છે; ને બ્રાહ્મણો તે જોડાને આશિર્વાદ આપે છે. એ હોમકર્મ થયા પછી, પત્થર પર કન્યાને પગ મૂકાવે છે, ને વર ઇચ્છે છે કે આ પત્થર પેઠે પતિવ્રતમાં દઢ રહેજે ને દુરાચાર ને પત્થરની પેઠે સ્હામી થઇ દૂર રાખજે ત્હારપછી કન્યા લાજાહોમ કહે છે; ને ત્હેનો હેતુ ત્હેનો વર જણાવે છે કે "આ સ્ત્રી લાજાહોમ કરે છે, ને મ્હારો હેતુ વર ઘણું જીવો, તથા ત્હેનાં અને મ્હારાં સંબંધીઓ મ્હારા વડે સુખી થાય એમ ઇચ્છે છે" પછી મંગળ ફેરા ફરે છે. ત્હારપછી છેવટની સપ્તપદીની ક્રિયા થાય છે: ને લગ્નની પવિત્ર ગાંઠ દઢ બને છે. સત્પુરૂષો સાત ડગલાં સાથે ચાલે કે મિત્ર બને છે; તેમ વર કન્યા સાત ડગલાં સાથે ચાલે છે; ને પગલે પગલે વર કન્યાને એક એક અધિકાર આપતો આવે છે. પોતાના પાન, ખાન, ધન, અને આરોગ્ય સર્વમાં તેનો સરખો ભાગ

લેનારી ઠરાવી, ત્હેને પોતાની ઈષ્ટમિત્ર સ્થાપી પ્રતિજ્ઞા પૂર્ણ કરે છે. વર કન્યા એક એકને ચરૂભક્ષણ કરાવી પ્રેમમહિમાએ પ્રેરેલા સંબંધની પ્રત્યક્ષ પ્રતિતિ કરાવે છે. ત્હેમને પછી ધ્રુવાદિ દર્શન કરાવવામાં આવે છે; ત્હેમાં પણ અશ્મારોહણ જેવો જ હેતુ છે, કે ધ્રૂવ જેમ નિશ્ચલ છે; તેમ પરસ્પરના પ્રેમમાં નિશ્ચલ રહેજો, આવી દૃઢ પ્રતિજ્ઞાઓને જો લગ્ન કહીએ તો એ સમજ વિના કરવાનું ન હોય. હાલના વખતમાં ગોરના તુબડીમાંના કાંકરા જેવાં લગ્નો કોઈ રીતે ઇષ્ટ નથી; ને એ ઇષ્ટ પરિણામ પણ ન જ લાવી શકે એ આપણે સમજી શકીએ છીએ. દેવો, બ્રાહ્મણો એટલે પૂજ્યો અને વડીલો સમક્ષની આ પ્રતિજ્ઞાઓ તોડી શકાતી નથી. આપણે ત્યહાં આપણી સંસ્કૃતિમાં પ્રતિજ્ઞા એ વસ્તુ જ નિશ્ચયાત્મક છે; ને એમાં નિશ્ચલતા ન હોય તો તે પ્રતિજ્ઞા ન કહેવાયઃ ને લગ્ન પણ ન ગણાય. એથી જ લગ્ન વિધીએ જોડાયલ સંબંધ આપણે ત્યહાં અતુટ ગણાયો છે.

લગ્નની આ ઉચ્ચ ભાવનાઓ કોઈ રીતે ઠોકરે મારવા જેવી નથી. પરાઇ સંસ્કૃતિમાં જો આટલું બંધન ન હોય તો એ સ્વીકારવા કોઇ વિચારક તૈયાર ન જ થાય. માટે લગ્નને લગ્ન સમજી લગ્ન થાય એ ઇચ્છવા જોગ છે. એમ થતાં આપણે આગળ કહેલ આપણી ઘણી ભૂલોને સુધારવાની પ્રથમ આવશ્યક્તા છે.

## "લગ્ન"

"પુષ્પની કળીઓ માળી વાડીમાંથી નહીં તોડી આપે; પણ આપણા દેશના ગૃહમાલી અને ગૃહમાલણો કુમળી બાળ કળીઓને ઉચ્છેદવા લગ્નની ઘડીની રાહ જોઇ બેસે છે, પુષ્પજીવન કરતાં યે મનુષ્ય જીવન આપણે ત્યહાં નજીવું મનાય છે! આ અજ્ઞાનજન્મ્યા અન્યાયને સ્હમજી હિન્દુ જનતા! ભારતની ભાવી મનુષ્ય કળીઓને ઉગારી લેવા અવિરામ પ્રયાસ કર."

‘ વહુ ’

આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડ મૂળથી ઊખેડવી જોઇશે, બીજી તરફ વિષયાંધ થઇ આપણામાંના કેટલાક સ્ત્રીઓને ઢીંગલી જેવી ગણી તેની પૂજા કરે છે, ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવિન આભૂષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે.

મહાત્મા ગાંધીજી

# વહુ

હિન્દુ સમાજમાં 'વહુ' એ પણ એક સ્ત્રી–જીવનનો અગત્યનો ભાગ છે. લગ્નબદ્ધ થયેલ બાળા સાસરે જાય છે; સાસરાને ત્યહાં શરૂઆતમાં તો વહુ એ કુળવેલ સમી ગણાઈ, એના લાડ, કોડ પુરા કરવા સાસુ, સસરા ને અન્ય સંબંધીઓ પોતાનાં બનતાં કરવાના મનોરથોને અમુક અંશે સેવે છે; પરન્તુ દીલગીરીની વાત છે કે વહુના લાડકોડ પુરવાનાં સાધનો એનામાં કંઇ નવું ચેતન રેડી શકે તેવાં હોતાં નથી; માત્ર કિમ્મતી દાગીના, ને સુન્દર કપડાં લત્તાના ભપકામાં જ એની પૂર્ણાહુતી સમજી બેસે છે. પરન્તુ એનો કોઇને વિચાર સરખોયે નથી આવતો, કે વહુ–કુળવેલને શિક્ષણ આપવાનાં સાધનો કેવાં જોઇએ. કેટલીક ડાહી ગણાતી સાસુઓ પણ વહુને પોતાની કુટુમ્બપ્રણાલીઓ અને વ્યવહારની વાત શીખાડવા પ્રયત્ન કરે છે. એ વિચાર તો પ્રશંસનિય છે, પણ એમાં માત્ર પ્રપંચસાધના સિવાય કંઇ વધુ હોતું નથી. આથી યે વધુ ઉત્કંઠા તો સાસરીયાંની એ વહુને માતા થયેલી જોવાની હોય છે; વહુની વય, શારિરીક સંપત્તિ, માતા બનવાની અને માતૃપદને શોભાવી શકે તેવી કોઇ પણ લાયકાતની કાળજી કર્યા સિવાય બસ એને 'સારો દિવસ પ્રભુ આપે' એ જ એમની મુંઝવણ ચાલુ થાય છે. ખરેખર આવા અવિચારી પગલાં એ આપણા ભાવિ ગૃહસ્થજીવનને ભયંકર છે. પરિણામે એવાં કુટુમ્બમાં નિર્બળતા પ્રવેશ કરે છે એવાં જોડાના જીવનમાં ઝેર રેડાય છે. અને એક કવિ કહે છે તેમ 'ભારત વર્ષમાંથી યૌવન ઓસરતું જાય છે.' એ વસ્તુ પ્રત્યક્ષ થતી

જાય છે. આપણે ત્ય્હાંના આ માનસના સબબે આપણી કેટલી ક્ષતિ થાય છે, તે વિચારવું જોઈએ છે. કેટલીક યુવતિઓ ક્ષય રોગની ભોગ બની અકાળે મૃત્યુવશ થાય છે. બાળ લગ્નનું આ પરિણામ છે એ તો ઠીક; પણ એ લગ્ન થઇ ગયા પછી પણ જો એનો ઉપાય લેવાય તો જરૂર એ ભૂલ સુધરવા પામે. જુના વખતમાં બાળલગ્નો થતાં પરન્તુ એ સાથે આપણે એ પણ યાદ કરવા જેવું છે કે જુના વખતમાં પરણીને તરત સાસરવાસો હંમેશ માટે કરવાનો રીવાજ હતો જ નહિં; બાળાને યોગ્ય ઉમ્મરે જ સાસરે વળાવવામાં આવતી; અને એ પણ કેટલાંય આણાં પીઆણાં થયા પછી સાસરે સ્થિર થતી. આજે પણ આપણી **રબારી** જેવી કોમમાં એ રિવાજ છે; ને વીસ વર્ષની બાળાઓ પરણેલી છતાં સાસરે હજુ જવાની હોય એવી જોઇએ છીએ; એને જોતાં જ આપણને એ બાળાનું યોવનભર્યું શરીર, એની તંદુરસ્તી, એનું બ્રહ્મચર્ય આપણને બોધ આપી ઊઠતું જણાય છે. એ અજ્ઞાન ગણાતા વર્ગની બાળા તરફ જોઇ બીજી બાજુ સામે ઊભેલી સુકલકડી, નિસ્તેજ, અને અનેક આધિ, વ્યાધિ, ઉપાધિથી, ભરેલી ઉચ્ચ ગણાતી કોમની વહુને સરખાવવામાં નિરાશાની છાયામાં ઢળી જવું પડે છે બાળપણે સંસારના ખેલ માંડી, સંસારવ્યવહારના ભાર માથે ઉપાડી, વાસનાની સૃષ્ટીની નિસ્તેજ પંક્તિ ઊભી કરનાર આપણી એ સાસરે જલ્દી મોકલી આપેલી બાળાનો એમાં શો દોષ! દોષ તો વડીલોનો જ છે કે પહેલાં તો તે બાળલગ્ન જેવી કોમ ઉચ્છેદક રીતને હજુ ચલાવી રહ્યાં છે; તેમ છતાં એના ઉતારરૂપી આણાંની રૂઢીને ઓછી કરી સાસરવાસે રાખવાની રીતને અખત્યાર કરી છે; અને સસરાપક્ષ પણ એ બિચારીને 'માતા' જોવાના કોડ ધરાવી એના ભાવિની કોઇ દરકાર કર્યા સિવાય એની વાસનાને ઉત્તેજિત કરવાના તુચ્છ પ્રયાસો કરે છે! મ્હને ખબર છે કે એવાં અનેક કુટુમ્બો પોતાના પુત્રોને પણ એ રીતે હેરાન કરવામાં કશી પણ

મણા નથી રાખતાં: પુત્ર બહાર ગામ ભણતો હોય, કે ધંધો કરતો હોય, તો કાં તો એની સાથે વહુને રાખવાને, અગર પુત્રને ઘેર બોલાવવાના ક્ષુદ્ર વિચાર ધરાવે છે. આ નાની જણાતી બાબત પરિણામે ગંભીર નુકશાન કર્તા બને છે. માતપિતાની છોકરાને વસ્તીવાળો જોવાની ઊતાવળ ખરેજ નિંદ્ય છે. નાની ઉમ્મરમાં સંતતિની હારાવલિ, એનાં જતન, એ સર્વનાં પોષણના ખર્ચભાર, આજની પરિસ્થિતિ એ સર્વનો ખ્યાલ કરતાં ખરેખર એ સંસારવેલ દુઃખદાયક ભાસે છે!

આ બાબત તો દરેકે વિચાર કરી, પોતાનાં પગલાં પોતે શોધી લઈ બગડતી બાજી સુધારી લેવી જોઇએ.

વહુને પોતાના ઘરની સાચી શોભા સમાન જોવાની ઇચ્છાવાલાં સાસુસસરા, ને કુટુમ્બીઓએ એને સંસારીક ને વ્યવહારીક કેળવણીની ઘણી જ સુંદર તાલીમ આપવી જોઇએ. નહી કે માત્ર વહુ એટલે એનાથી મોં ખોલી બોલાય જ નહિ; લાજનો ઘુમટો ખોલી જોવાય જ નહિ; અને મોટેરાંની વચ્ચે બેસાય નહિઃ—એવી વૃત્તિઓને વશ થઈ એના વિકાસમાં આડે આવવાની રીત અખત્યાર કરવી ન જોઈએ. મોટા શહેરો શિવાયનાં ગામોમાં, કાઠિયાવાડ અને ગુજરાતના ઘણા ભાગોમાં વહુ તો 'બતાવ્યું કરે અને આપ્યું ખાય' એ દશા આજ પણ ઊભી છે. પોતાની બુદ્ધિને ખીલવવાનો એને અવસર તાત્કાલિક તો નથી જ આવતો; એ હજુ અજાણી છે, એમ માની એને એ રીતે યંત્ર બનાવવામાં આવે છે; કદાચ પોતાની ઇચ્છાએ કોઇ કામ કરે ને તે બરાબર ન થયું હોય તો એને એ માટે કંઈક સહન પણ કરવું પડે; ને સાંભળવું પડે: આમ ન કરતાં ખરી રીતે તો એને એનો બુદ્ધિ વિકાસ થવા સારૂ એને વશ સર્વ કાર્ય મૂકવું જોઈએ. એને એવી જાતની છૂટ જો નહિ આપો તો જ્યહાં સુધી માથે નહિ પડે ત્યહાં સુધી એ 'યંત્ર' જ રહેવાની: જે જોઇને પણ આખરે વડીલોને કંટાળો આવે છે; એના અજ્ઞાન માટે શાપ આપવા શરૂ

થાય છે; અને અયોગ્યતા આગળ આવે છે! ને એમ એના વિકાસના વખતમાં વવાયેલાં ઊચ્છેદનાં બી એની જીંદગીને ઝેર બનાવે છે. ઘણી વખત અને ઘણે ઠેકાણે કહીએ તો પણ અર્થ એક જ છે, કે જે ઘરમાં કે કુટુમ્બમાં મોટેરાં હોય છે તે કુટુમ્બના જુવાન જોડાંને કોઈ રીતે વાતચિત અગર એવી નિર્દોષ છૂટ લેવાને કોઇ રીતે તક અપાતી જ નથી; એમના અબોલ જીવન ડરતાં ને ડરતાં રહે છે, એમના આશાભર્યા હૈયામાં ભયને પ્રથમ સ્થાન હોય છે; એથી ખરૂં જોતાં તો જોડામાં જીવનએકતા સાધવાના વખતે અંતર વધે છે. તે કોઈ રીતે ઇચ્છવાજોગ નથી. આમ આપણે ત્હાં 'વહુને' નથી શરીર વિકાસ સાધવા દેતા, કે નથી આત્મોન્નતિ કરવા દેતાઃ ચારે ગમથી ચોકી બેસાડી વચ્ચે લજ્જાવંતી રોપી તેને ખીલવાની ઇચ્છા કરો એ ભૂલ જ છે ને? આવા સંકુચિત વાતાવરણમાં સંસારની શરૂઆત એ જ પ્રથમ તો અઘરી વાત છે. માટે જો પોતાના કુટુમ્બને બધુ ઊજળું બનાવવા ચાહીએ તો જરૂર આપણા એ ચોકી પેરા ઊઠાવવા જોઇએ. નણંદ, દીયર વિગેરેની આઘાપાછી એ આપણી સંસારીબાજુ એક વખોડવા જેવી જ છે. એ દૂર કરવાથી જ 'વહુ'નો વિકાસ સંભવે છે.

યુરોપિય સંસારમાં 'વહુ' વિષેના આવા કોઈ પ્રશ્નોને સ્થાન નથી જ એટલે આડખાલીઓ, મુશ્કેલીઓ ને ભૂલો ઓછી હોવાના કારણે તેમને જીવનવિકાસની દરેક તકો મળે છે. વળી આગળ કહ્યું છે એમ જો વહુ આપણી રૂઢી પ્રમાણે હજુ અજ્ઞાન બાળા જ હોય તો એનામાં સંસ્કાર રેડવાનું કામ, ને જીવનજ્યોત જ્વલંત કરવાનું કામ, માતપિતાની જગા લીધેલ સાસરાપક્ષનાં વડીલોનું છે; સાસુ, સસરા એ એનાં માતપિતા છે. એમના દેખાડયા પંથે એ ચાલવાની છેઃ એમના શીખાડયા સંસાર શીખવાની જ છે. એમના જ સંસાર વહેવાર, અને રૂઢીના રસ્તા એને મને, કમને લેવાના જ છે તો—સંસ્કારની ખામી રાખનાર સાસુઓનો જ એ દોષ છે. નાહક

એનાં માંતપિતા જેમણે પોતાના અજ્ઞાને સામા પક્ષને પોતાની અધુરી દીકરી સોંપી દીધી છે, તેમને આળ ન ચઢે એ ખાસ જોવાનું છે. એનાં માતપિતા એ વાતે નિર્દોષ ઠરે છે. આપણા એ માનસને ફેરવવું જોઇએ છે કે કન્યાના સંસ્કારો માટે માત્ર એનાં માતપિતા જ દોષિત કાયમને માટે રહેવા જોઇએ. એ માનસને પ્રત્યાઘાતી ઊત્તર તો એક હોશીયાર વહુએ પોતાની સાસુને સુન્દર આપ્યો હતો. સાસુ પોતાની સાસુને વહુના જોતાં માટીનાં શકોરામાં ખાવા આપતી; વહુએ એ શકોરાં સર્વ રોજ રોજ નીકળતાં ભેગાં કરવા માંડયા. એક દિવસ એની સાસુએ શકોરાનો ઢગ ભેળો થયેલો જોયો ને વહુને એ માટે પુછ્યું. વહુએ સ્પષ્ટ કહી દીધું કે "એ તો મ્હારે જોઈએ ને ? આજે ત્હમારી સાસુને ત્હમે એમાં ખાવાનું આપો છો ! પછી જ્યારે ત્હમે એમના જેવાં અશક્ત થશો, ત્હારે ત્હમોને ખાવા માટે વાસણો આપી બગાડયા કરતાં ત્હમે કરો છો એમ આ શકોરાંનો ઊપયોગ કરીશ." સાસુ હેબતાઇ ગઈ! આવો જડબાં તોડ જવાબ ! એને તો પોતાનું ભવિષ્ય આજે સામું આવી ખડું થયેલું દેખાયું. પોતાની ભૂલ, પોતાનો દોષ એને એણે પાપ માન્યું. એને શિક્ષા મળી ચુકી! બીજે જ ટાણે એ ક્રમ બદલી નાખ્યો.

આ તો થઈ એક હોંશીયાર વહુની વાત એમ ત્હમે ભલે માનો; પણ સાસુના પગલે જ જ્યારે એ વહુને સંસાર ખેડવાનો છે પછી એ કરે તેમ જ એને કરે છુટકો છે; એટલે એના વર્તનના દરેક ગુણ—અવગુણ એ જાણે અજાણે પરિધાન જરૂર કરે છે. માટે એ સંસ્કાર વિધી સારૂ સાસુ—અગર કુટુમ્બની વડીલ સ્ત્રીઓએ ખાસ ધ્યાન રાખવાનું છે. એ માટે પણ પોતાના વર્તનમાં ખુબ વિચારશીલ ડગલાં પડવાં જોઇએ કે જેની સુંદર અસર વહુમાં આવે, ઘણી વખત પોતાના પુત્રને યોગ્ય વહુ ન નિવડી અગર યોગ્ય નથી એમ મનાઇ જાય, અગર પોતાને પાછળથી ગમતી બંધ પડે, પોતાને ન માનતી હોય કે એવાં બીજાં નાનાં, નજીવાં કારણોને

"હાથ ધરી એકાદ ઊદ્ધત પુત્રની એવી એ અજ્ઞાન માતા પુત્રના નામે વહુને વખોડવાની શરૂઆત કરે છે. એના દોષો સુધારવાને બદલે એ કેમ એ દોષો વડે વગોવાય ને લોકદષ્ટીએ ખરાબ ને અયોગ્ય ગણાય એ માટે ઘેરઘેર એના અવગુણ ગાતી ફરે છે; ને એના જેવી બીજીઓ પણ એને પોતાની વહુની ઉદ્ધતાઈ, ભૂલો, અક્કલહિણતા, અયોગ્યતા, બેદરકારીપણું, એ સર્વ સંભળાવે છે. પરિણામે વહુને, જો પ્રભુ સહાય કરે તો બદલવાના વિચારો એ નિંદા ચોકોમાં ઉદ્દભવે છે, ને કોઈ કોઇ ઠેકાણે એવા એ પુત્રને એકને ઠેકાણે બીજી આવે છે. આવી વાતોને જીવનમાં વણી લેનાર એવી અનેક સ્ત્રીઓ આપણે ત્યહાં છે. કોક જ સંસ્કારી કુટુમ્બ બાકી હશે. પોતાનામાંના પ્રેમ બળે વહુને જીતી લઈ એને રસ્તે પાડવાના પ્રયાસ ન કરતાં એની ભૂલોને વધારવા દઇ આખર કાંતો પુત્રને અણગમતી કરી મૂકે છે, કાંતો ઊપર કહ્યું તેમ બીજી લાવી ઊભી કરે છે. આવી સ્ત્રીઓનો શંભૂ મેળો નિંદા–ભવનમાં ભેળો થાય છે ત્યહારે ખરે જ એ જોઈ વિચારક મનુષ્યને એમ જ લાગી આવે કે જ્યહાં સ્ત્રી, સ્ત્રી જાતિની દુશ્મન તરીકે કામ કરે. ત્યહાં સ્ત્રીઓનો અભ્યૂદય એક સ્વપ્નવત વાત છે! એ જોઈ આપણને નિરાશા ઊપજે એમાં નવાઇ નથી. જો કે એકની ઊપર બીજી વહુ લાવવામાં ઘણી ઓછી સાસુઓ સફળ થાય છે; પણ વહુના ઊચ્છેદક વાતાવરણને તો જરૂર વધું ઘેરૂં બનતું આપણે ત્યહાં જોઇ શકાય છે; અને એવા જ સંસ્કારોમાં ઊછરતી વહુઓને નણદો પોતાના સાસુપદ વખતે એવા જ માનસને વધાવતી જોઇએ તો નવાઈ નથી. આપણે આ દુષણમાંથી બચવાને સત્રણું કરવું જોઇએ. જો પુરૂષો પોતે કેળવાયલા હોય ને પોતાના સ્ત્રીવર્ગને પોતાની ગંભીર જવાબદારીમાં આવી જો ભૂલ કરતાં જુવે તો એમની એ પ્રથમ ફરજ છે કે કુટુમ્બના સ્ત્રીવર્ગને સરળતા પર મૂકી દઇ, આવો બગાડો થતાં ઊગારી લે. 'વહુ'ના વિકાસમાં સારાએ કુળનો વિકાસ

અર્પિત છે. તે ધ્યાનમાં રાખી આપણું એ તરફ પુરતું લક્ષ્ય હોવું જોઇએ. એ તરફની કેળવાયેલા પુરૂષ વર્ગની બેદરકારી: એ પોતાની જ વિનાશક વલણ બને, એ સમજી લેવું ઘટે છે. આ બાબતમાં એવા પુરૂષસુધારકો સારૂં કામ કરી શકે એમ હુ માનું છું.

વહુની સ્થિતિ એ સ્ત્રી માટે સંસાર-નિરીક્ષણ કરવાની અવસ્થા છે; એ અવસ્થામાં સ્ત્રીએ પોતે હવે પછી જે ફરજો માથે લેવાની છે તેનો બરાબર અભ્યાસ કરતાં રહેવું જોઈએ છે. આ અવસ્થામાં ખુબ અનુભવને અભ્યાસ ભેળા કરવાની ખાસ આવશ્યકતા છે. આજનું સંગ્રહેલું આખી જીંદગી કામ આવશે એ સૂત્રને ધ્યાનમાં રાખી એને બાળકની પેઠે દરેક વસ્તુ માટે કુતૂહલ હોવું જોઇએ: એનું તાત્પર્ય કાઢી પોતાનો પંથ નિશ્ચિત કરવો જોઈએ. આમ ઉત્તરોત્તર સંસારનું નિરીક્ષણ વહુ કરતી રહે તો એ એક સફળ પત્ની ને વિજયી ગૃહિણી બની શકે. આ અવસ્થામાં સ્ત્રીએ કપડાં લત્તાં, દાગીના, ને બીજા ક્ષુદ્ર ઉપભોગોના જ લોભે તણાવું જોઇતું નથી: એમ કરવાથી માનસમાં ફરક પડી જાય છે. સંસારના કાંઠે ઉભા રહી આદર્શમયતાના પાઠ શીખવાનો આ અવસર 'વહુ' તરીકે સ્ત્રી માટે કુદરતી રીતે યોજાયો છે. નવિન ઘર, નવિન કુટુંબ, નવિન સંબંધીઓ ને નવિન રીત રીવાજો એની આંખ આગળ આવે છે. એ સર્વ સાથેનું વર્તન પોતે જાણી લેતાં એને સુગમતા પડે છે. ઘણી વખત અજ્ઞાન એવી 'વહુઓ' આ નવિનતાથી ગભરાઇ જાય છે. પોતાનું પીયર યાદ કરતી જ બેસે છે; ને પોતાના પતિ, સાસુ, સસરા ને કુટુમ્બીઓને પરાયાં માની બેસે છે, એને એમાં રસ નથી પડતો. અહીં કદાચ એમ પણ હોય કે એવા ઠેકાણે ઘણી વખત એનાં એ કુટુમ્બીઓ એને માયા બતાવતાં નથી, ને એથી એ અજાણી અને અતડી જ રહે છે;

શરૂઆતમાં તો આ નવિન વધૂને દરેક અનુકુળતાઓ આપવા, એને રાજી રાખવા, એને લાડ લડાવવા આપણા લોકો બાકી નથી રાખતા; જે કંઇ અણુઇચ્છવાજોગ બને છે તે અમુક વખત પછીઃ બાકી વઢકણીનો પાઠ ભજવતી નણુદી પણ ભાભીને એ વખતે તો રીઝવવામાં મણા નથી રાખતી; પરંતુ એમ છતાં વહુ જો તુમાખીમાં મુસ્તાક રહે, કે ઊલટાં વહેણ પસંદ કરે તો ધીમે ધીમે અકારી બને છે. એ દરેકના અનુભવની વાત હશે જ એમ હુ ધારૂં છું.

ઊપર જણાવેલી વહુની ઉચ્ચકવૃત્તિઓ, પીયરવશતાનો સ્વભાવ એ એવા પ્રસંગનું કોઇક ઠેકાણે કારણ હોય છે. માટે દરેક વહુએ પોતાની આ સ્થિતિ સારી એ જીવન માટેનો અભ્યાસયોગ છે એમ સમજી એનો પુરતો લાભ લેવો, પોતાના ભાવીનું સ્મરણ રાખવું, અને પોતાના આ કુટુમ્બની પ્રતિકુળ પ્રથાઓને પણ અનુકુળ બનાવવાની ચપલતા રાખવી જરૂરી છે. અસંતોષનું કારણ હજુ મળ્યું નથી, ત્યાં શરૂઆતથી જ અકારૂં જીવન શરૂ કરવું એ કોઇ રીતે યોગ્ય ન જ ગણાય. આપણી અસ્થિરતાએ જગતને દોષ દેવા નીકળવું એ કંઇ રીત નથી. ઘણી વખત આવી નાનકડી બાબતો કેટલાંકના જીવન કટુ બનાવે છે, કેટલાકના ભવ પણ બગડે છે. જેના દાખલા આપણા હિન્દુ સંસારમાં સંખ્યાબંધ જોયા છે. અને એવા અનૈચ્છિક પ્રસંગોમાં ઘણી વખત એ કંટાળો દર્શાવતી વહુનાં માતપિતા પોતાની પુત્રીની અયોગ્ય ફરિયાદોને સાચી માની કલેશ વધારે છે. ને એ રીતે પોતાને હાથે જ પોતાની દીકરીનો સંસાર બગાડી મૂકે છે. તે સાથે એવા પણ બનાવો બને છે, કે પોતાની દીકરી જો કોઈ કુળવાનને ત્યાં કાતીલ છુરી નીચે જીવન ઘુંટાવતી ઉભી હોય તો પણ એનાં અનહદ દુઃખોને પોતાની સગી આંખે જોતાં ઉભે છે; ને જાણે એને એ કસાઇખાનેથી બચાવતાં, પોતાને ઘેર લાવવામાં આબરૂ ઉડી જતી હોય તેમ માત્ર કહેવાતા સમાજના ડરથી આંખ આડા કાન કરે છે; પોતાની ગંભીર ભૂલનો ભોગ

બનેલી દીકરીને આવા દુઃખદરિયામાં ડુબકાં મારતી જોઇ એને સહી લેનાર એ માતપિતા રાક્ષસ વૃત્તિનાં જ હોય ! આવા બનાવો અનેક ઠેકાણે બનતાં જોયા છે કે જેમાં એ બાઇનો આધાર આ જાગતા જગતમાં કોઈ નથી હોતો ! ખરેખર એ સ્થિતિમાં ઉભેલી એવી એ ' વહુ ' રેંસાતી ગાય જેવી હોય છે. પ્રભુ એ કસાઇખાનાં બંધ કરાવી હિન્દુ સમાજને સીધે રસ્તે દોરે, એ જ સદૈવની પ્રાર્થના.

' વહુનો ' વિકાસકાળ સમાજ ઓળખી એને યોગ્ય અવસર આપે, ને એમ સ્ત્રીત્વ ફાલે એમાં જ આપણા સંસારની સુપ્રતિષ્ટા સમાઇ છે. એ વિકાસકાળ વિનાશકાળ ન બને, એ વિકાસક્રમ વિનાશક્રમ ન થાય, એ માટે સમાજે ચેતવાનું છે.

# ' ગૃહિણી '

'જેમ શંકરને ઉમા, રામને સીતા, નળને દમયંતી હતાં: તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ટીમાં ભાગ લેતી, આપણી સાથે વાદવિવાદ કરતી, આપણા ઉદ્દગારો સમજતી, ને પોષતી; પોતાની અલૌકીક પ્રેરણા શક્તિથી આપણી આદ્યોપાધિને સાનમાં સમજી, તેમાં ભાગ લેતી, આપણને શિતળતા ને શાંતી દેતી થશે, ત્યારેજ—પણ તે પહેલા નહિ આપણો ઉદ્ધાર સંભવે છે.

મહાત્મા ગાંધીજી

# ગૃહિણી

ભારતવર્ષનું સ્ત્રીત્વ જો ક્યાંયે શોભતું હોય તો તે આજે પણ ગૃહિણી તરીકે જ શોભે છે. અર્થપ્રાપ્તિ સિવાયની બીજી બધી વાતો આપણી સ્ત્રીઓ સંભાળી લે છે; એમનો એમાં વિજય જુવો અગર નહિ, પણ એ પોતાની એ ફરજને શક્તિ અનુસાર સાચવે છે; આપણી અજ્ઞાન ગણાતી અભણ સ્ત્રીઓ ઘર કામને તો લાયક છે; એમને એ કેળવણી તો થોડે ઘણે અંશે જરૂર મળે છે. બાલિકા સાધારણ સમજણી થઇ કે તરત તેની રમતોને છોડાવી એ જાણે તદ્દન લાયક હોય, એમ એના ભવિષ્યની યાદી આપતાં માતા બરાડી ઊઠે છે કે, 'રાંડ સાસરે જઇ શું કરીશ? રાંધતાં યે નથી આવડતું. મોં ધોઇ પાછી આવીશ.' આ શબ્દોમાં આપણા માનસની આબેહૂબ પ્રતિકૃતિ છે. એને સ્ત્રી તરીકે માત્ર એ જ ઘરકામની લાયકાત મેળવવાની એકલી આવશ્યકતા છે એમ સ્પષ્ટ થાય છે. એ સિવાય એનામાં શૂન્ય હોય તો પણ ચાલી શકે! એવી આપણી માન્યતા ગર્ભિત દેખાવ દે છે. આમ લખવાનો એ ઉદ્દેશ નથી કે સ્ત્રીઓએ તે યોગ્યતા ન પ્રાપ્ત કરવી જોઇએ. એના માટે તો ઉપર કહ્યું તેમ એ વડે જ આપણું સ્ત્રીત્વ કંઇક શોભી શકે છે, એ વડે જ આપણા કુટુમ્બો કંઇક પણ વ્યવસ્થિત રહ્યાં છે. એ આપણા સદભાગ્યની વાત છે.

પણ એ વાત આપણે ભૂલવી નથી જોઇતી કે સ્ત્રીની લાયકાત માત્ર એમાં જ પરિણમતી નથી. એ પ્રાધાન્ય ધર્મ તરીકે ભલે હોય પણ સ્ત્રીત્વની બીજી અણકેળવી દિશાઓ રહી જાય છે; એના તરફ આપણું દુર્લક્ષ્ય છે, અને એવી કેળવણી વગર આપણે ચલાવી લેવાની વલણ રાખીએ છે, એ ઇચ્છવાયોગ્ય નથી.

અશિક્ષિત ગૃહિણીઓની સ્થિતિ આજની શિક્ષિત પુરૂષદષ્ટિએ વેઠીઆ જેવી જણાય છે. એના ઘરકામથી જ માત્ર આજનો પુરૂષવર્ગ સંતોષ પામે એમ નથી. આપણે એક તરફથી આપણી આર્થિક સ્થિતિની સુધારણા અર્થે અગર કેળવણીના અનેક ગુણ પરિધાન કરી અનેક સદ્દગુણો પ્રાપ્ત કરી ભારતવર્ષનું પુરૂષાતન સુશોભિત કરવા માટે આપણો પુરૂષવર્ગ કેળવાતો જાય છે; ને આપણી બેદરકારાને લીધે જ સ્ત્રીવર્ગ જ્યહાંનો ત્યહાં પડયો રહે છે. એક ઉંચે જાય છે બીજુ નીચે જ રહે છે; એટલે ઉંચે ચ્હડેલ પુરૂષ બાજુમાં ઉભેલ પત્નીને સહચારીણી તરીકે માગે છે. ને એમાં નિરાશા અનુભવે છે. એટલે, આજકાલ જો સ્ત્રી પુરૂષ (પતિ—પત્ની )વચ્ચે અંતર દેખાતું હોય તો એ તદ્દન સ્વાભાવિક છે. હવે આ સ્થિતિ સુધારવા આપણને ગૃહકાર્યોના શિક્ષણ સાથે બીજી કેળવણીની પણ આવશ્યક્તા સમજાય છે.

આપણા ગૃહકામ સાથેસાથે જ સ્ત્રીશરિરને અનુકૂળ કસરત મળે છે એ સંતોષની વાત છે. આપણું દળવું, ખાંડવું, રાંધવું, પાણી ભરવું એ સૌ કસરતો જ છે. એ કામ કરતાં આજે તો કેળવાયેલી ગણાતી સ્ત્રીઓ શરમાતી લાગે છે, અગર ‘ એ કામ અમારૂં નથી ’ એમ ગણી એથી દૂર જતી લાગે છે! અને તેથી પોતાનાં કેટલાંક ઘરકામોનો ભાર ભદ્દે ઘાટી વિગેરે નોકરો ઉપર રાખવો પડે છે, ને એવી રીતે વર્તતાં કસરતથી તેવાંઓ દૂર જતાં લાગે છે. પરિણામે કસરતના અભાવે અપચાનો રોગ ઘર ઘાલે છે, ને શરિરમાં અનેક વ્યાધીઓ ઉભી થાય છે. જ્યહારે એક તરફ આપણી અભણ ગણાતી સ્ત્રીઓ ગૃહિણીઓ બનતી જાય છે; ત્યહારે ભણેલી સ્ત્રીઓ ગૃહકાર્યથી અલગ થતી જાય છે, એમ સામાન્ય પોકાર ઉઠે છે એ બંનેની બે છેડાની ભૂલો છે, એ ભૂલો બંનેયે સુધારવાની, અગર સુધારી લેવા અગમચેતી રાખવાની ખાસ જરૂર છે. આપણને નથી

એમ અભણ રહ્યું પાલવે એમ, કે નથી ઘરકામથી અલગ થયું પાલવે એમ: તેથી બંનેએ સુકાન ફેરવી એક મધ્યબિંદુએ મળવું જોઇએ છે.

આપણાં બીજાં કામો તો ઠીક, પરન્તુ એ સર્વ કામોમાં રસોઈ કરીને પોતાનાં વ્હાલાં બાળકો અને પતિને જમાડવા—એની તો ખાસ જરૂર છે. એ ખોરાક પરિપક્વ બનાવવાની કાળજી જે સ્ત્રીને પોતાને હોય છે, તે બીજા નોકરોને તો ન જ હોય: એવા નોકરોનું લક્ષ્યબિંદુ નોકરી હોય છે, નહિ કે ત્હમને અને ત્હમારાંઓની તબિયત માટે દરકાર કરવાનું: જ્યહારે ત્હમને તો એ ત્હમારાંઓના સ્વાસ્થની કાળજી કુદરતી હોય છે: એટલે સ્વાભાવિકપણે ચોક્કસ રહો છો. એટલે એ ખોરાકનાં અમી કુટુમ્બનાંઓને સંતોષકારક અને સુખદાયકજ નિવડે એ નિ:શંક છે. સ્ત્રીને એમાં કુદરતી રસ પડે છે. ને જે હોંશે હોંશે એ રાંધે છે, ને જમાડે છે એમાં એ કંઇ અજબ મઝા માણે છે. જીવનના આધારરૂપ આ રાંધણકામ ( કળા ) તો સ્ત્રીઓએ પોતાને હાથે જ રાખવા ઉત્સુક રહેવું જોઇએ. એમાં અનેકવિધ શારિરીક કેળવણી પણ છે. તે આપણે સમજી શકીએ છીએ. ગરીબ યા મધ્યમ વર્ગની સ્ત્રીઓ તો ચાહે અગર ન ચાહે, ત્હો યે ઘરનાં બધાં કામો એમને માથે હોય જ છે, ને એમને કરવાં યે પડે છે. એટલે એ વર્ગમાં સ્ત્રીઓનું શારિરીક સ્વાસ્થ સારૂં દેખાતું હોય તો એ ન્યાયવન્તું છે; પણ આજે તો જે કુટુમ્બો શહેરમાં વસે છે તેમને પણ શક્તિ અશક્તિએ બીજાનું અનુકરણ કરવા અર્થે પણ ઘર કામ માટે નોકરોની જરૂર જણાય છે; અને એમ બનાવટી શેઠાણીઓ થવાની મુર્ખાઇ કરે છે. શેઠાણીઓ એટલે ધનિક સ્ત્રીઓ જો એમ કરતી હોય તો એમને પૈસાની સવડત એ એ સુખ સગવડ મેળવવા હરકત નથી આવતી; પણ જેઓ એવી સગવડ ભાગ્યવશાત્ નથી મેળવી શકયાં, જેઓનો પુરૂષવર્ગ દિવસ–ભર વૈતરાં કરી પેટીયું પેદા કરે છે, તેવીઓ શા કારણે આ રસ્તે જાય છે તે સમજાતું નથી. જો શ્રીમંત પત્નીઓ

એમ દરેકે દરેક ઘરકામ માત્ર નોકરોના હસ્તક કરાવતી હોય, અને પોતે ચોવીસે કલાક આરામમાં ને અન્ય ઉપભોગોમાં ગાળતી હોય તો એની પણ એ ભયંકર ભૂલ છે. ને એ ભૂલનાં પરિણામ એમને સોષવાં પડે છે. તો આપણી ગરીબ સ્ત્રીઓને એ કેટલું વિઘ્ન સમ છે એનો વિચાર કરવો ઘટે છે. કામ કરવાથી કસરત મળે છે; ને આપણી સ્થિતિને શોભતું બને છે. પૈસાનો ખોટો વ્યય નથી થતો, પરાધિન બનવું નથી પડતું, ને અસંતોષી રહેવું પડતું નથી. એ સર્વનો ખ્યાલ કરી આપણી મધ્યમ વર્ગની સ્ત્રીઓ જો પોતે એવી ભુલ નહીં કરે તો ખરે જ પોતાના કુટુમ્બને અને પોતાની જાતને આશીર્વાદરૂપી બની રહેશે, આપણે ત્યહાં સ્ત્રી ગૃહિણી બને છે; ને એ ગૃહિણી ગૃહ શોભા ગણાય છે. પશ્ચિમાદિ દેશોની સ્ત્રી પત્ની છે, માતા છે, પણ ગૃહિણી તરીકેની એની ગણના કરતાં વિચાર કરવો પડે છે. એમના ભોજન વ્યવસ્થાના ભાર સ્ત્રીઓ માથે બહુ તકે નથી હોતા, એમના ઘરની બીજી વ્યવસ્થા પણ એને ઓછી જ તસ્દી આપનાર હોય છે. એટલે ઘણું ખરૂં તો ગૃહકામમાંથી એનું જીવન મૂક્ત જેવું જ દેખાય છે. નોકરવર્ગ પર એ સૌ બોજો હોય છે. પરન્તુ એ નોકરોના ઘરની વ્યવસ્થાનું શું ? એ ય પ્રજાનો એક વર્ગ છે જ ને ? એમ પ્રશ્ન સહેજે થાય પણ એમના એ નોકર વર્ગને જીવનનિર્વાહના સાધનરૂપ પગાર મળે છે; એટલે એઓ એની વ્યવસ્થા એવી જ રીતે કરી મૂકે છે. એમનું ખાવાનું કાંતો હોટલમાં જ હોય છે એટલે આપણી શહેરોમાંની વીશી જેવું જ: એઓ કામ ગમે ત્યહાં કરે, આપણે ત્યહાં કાંતો ઘરમાં કોઇ સ્ત્રી ન હોય, અગર સ્ત્રીને સાથે ન રાખી શકતા હોય, અગર ન લાવતા હોય એવાઓ માટે જ મોટે ભાગે વીશી ઉપયોગી છે, પણ જેણે ઘર માંડ્યું છે, એવાઓને વીશીમાં જવાનો પ્રસંગ બહુ જ ઓછો હોય છે. જ્યહારે તે દેશોમાં તો ગરીબ વર્ગને ઘર માંડવું પાલવે એમ મોટે ભાગે તો હોતું નથી. કદાચ

ત્હાંનાં ગામડાઓમાં એ સુગમતા હોય એ સંભવીત છે; પણ જ્હાં પતિ, પત્ની બંનેય કામ ધંધે જતાં હોય, જ્હાંના બંનેયના રસ્તા અર્થપ્રાપ્તિના હોય, ત્હાં ઘરના ભાર ઊપાડવાની જરૂર જણાતી જ નથી. હોટલોમાં જ એમનું જીવન ઘણે ભાગે પુરૂં થાય છે. એમનું જમવાનું, રહેવાનું એ એમના ગજા પ્રમાણેનાં હોટલોમાં જ હોય છે. એમની માતાઓની પ્રસુતિઓ હોસ્પીટલોમાં થાય છે, એમના આવશ્યક પ્રસંગો પણ એમ ઓર્ડર—આઊટની સીસ્ટમ પર ઊજવાઇ જાય છે. એટલે ઘણા ઓછા પ્રમાણમાં ગૃહવ્યવસ્થાની જરૂર હોવ છે; અને જ્હાં હોય છે ત્હાં પણ આપણી પેઠે વર્ષભર કે માસ છ માસની ઘરવીક્રી રખાતી નથી. એ તો ઘણે ભાગે રોજીંદી જ હોય છે; ને તે તો જેને પાલવે તેવાઓ જ એ રીતે પ્રબંધ કરે; ત્હેમના નોકરોને રોજીંદી રસોડાની વાનીઓ લાવવાની અને તૈયાર કરવાની, વિ. દરેક માથાકુટ સોંપેલી હોય છે. માત્ર વખતસર નાસ્તો, ખાણું વિગેરે ખાવા પુરતું જ તેમનું ધ્યાન હોય છે. જો કંઇ પણ ખાસ જોવાનું હોય તો તે એમના ઘરની સાફસફાઇઃ તે જો પોતાને પોસાય તેમ હોય તો નોકર હસ્તક, નહીં તો પોતે કરી લેવા તે લોકો શરમાતાં નથી. એટલે એ રીતે તપાસતાં તેમને એવું ખાસ ગૃહવ્યવસ્થા કે ઘર કામ જેવુ રહેતું નથી. આમ હોવાથી તે લોકોમાં સ્ત્રીવર્ગ અનેક દિશામાં અનેક કામો કરી શકવા છૂટી જ હોય છે. એમનું ક્ષેત્ર સ્ત્રીઓ માટે ક્યહાંય સંકુચિત નહિ હોવાના કારણે દરેક જાતનો ધંધો, નોકરી સ્ત્રીઓ કરે છે ને એમાં એઓ ઝળકે છે. પરન્તુ આપણા ગરીબ દેશ માટે તો તે પાલવે એમ નથી, ને એમ કરવું તેય યોગ્ય નથી. સ્ત્રીઓનું ગૃહ એ ક્ષેત્ર છે આપણા દેશની એ વ્યવસ્થા આજે નહીં તો–કેટલાક સમયે જ્હાં એમ નથી એ દેશે સ્વીકારેજ છુટકો છે. એટલે એમ કહેવાનો એ ભાવાર્થ નથી કે આપણી સ્ત્રીઓએ એ જ કામમાં રહી ઘરની ચાર દિવાલોનાં બંદીવાન બનવું જ જોઇએ. માત્ર એ જ

એકલું ક્ષેત્ર માની બેસી રહેવાથી તો આપણી સ્ત્રીઓ આગળ નથી આવી શકતી. આપણા સ્ત્રીજીવનને ઉન્નત બનાવવા એના પરનો ઘર કામનો બોજો ઓછો કરવા ખાસ જરૂર છે. તે માટે બની શકે તેટલું સાદું જીવન રાખવાથી, સાધનોની જરૂર ઓછી પડે એમ છે, ને સાધનો ઓછાં એમ એની વ્યવસ્થા માટે ઘણી ઓછી મહેનત, ઘણી ઓછી કાળજી, ને બીજી રીતે આર્થિક લાભનો પણ સંભવ જણાય છે, એટલે એ રીતે રહેતાં શીખી આપણા વધારી મૂકેલા વહેવારો ઓછા કરી, આપણે જેમ બને તેમ એમાં ઓછા ગુંથાયેલાં રહેવું, અને બીજી પ્રવૃત્તિઓ સમજી, રસ લેતાં બની, આગળ વધવા પ્રગતિ કરવી જોઇએ.

આપણા વાતાવરણને અનુકૂળ એવી કેટલીક કળાઓ આપણે ત્યહાં છે કે જેને હાથ ધરવાથી આપણને ઘણી મદદરૂપ બની શકે; અને આપણી બીજી શક્તિઓ, અને બુદ્ધિને પણ ખીલવે: ભરત, સીવણ, ગુથણ, રંગાટકામ, ચિત્રકામ. કાંતવું, રેંટીઆથી સુતર બનાવવું, વિગેરે હળવાંને નાનાં કામો છે; પણ જો એ આપણો સ્ત્રી વર્ગ પોતાનાં કરે તો પોતાના કુટુમ્બને આશીર્વાદરૂપ બની શકે, મ્હારી એ માન્યતા છે કે અર્થપ્રાપ્તિ કરવા બહાર ધંધા–નોકરીમાં રોકાઇ રહેવા કરતાં, પોતાના સ્વતંત્ર અર્થપ્રાપ્તિના આ ધંધાઓ પસંદ કરવા જેવા છે; ને અજમાવવા જેવા છે. બીજું પુરૂષોની અનેકવિધ પ્રવૃત્તિઓમાં પણ આપણો સ્ત્રીવર્ગ ભાગ જરૂર લઇ શકે છે. ઘર અને ઘરની બહારની વાતોથી, વાતાવરણથી જરૂર આપણી સ્ત્રીઓએ દૂર રહેવું યોગ્ય નથી જ. એવી પ્રવૃત્તિઓ માટે દરેક અનુકૂળતા સ્ત્રીઓ પોતે જ કરી શકે તેમ છે. રાષ્ટ્ર પ્રવૃત્તિઓમાં એની જરૂર છે. એને, શક્તિને મૂકી કામ કરવા જતાં, સમાજના એક અંગના ઘણા સવાલો અણ—ઊકલ્યા રહી જવા દરેક સંભવ છે. માટે સ્ત્રી તરીકે એને જરૂર એવા સવાલો ઊકેલવા યોગ આપવો જોઇએ છે. એથી કંઈ સ્ત્રીઓ ગૃહિણીઓ મટી જવાની નથી; એવો ભય

રાખવો એ આપણી માનસીક નિર્બળતા જ છે. જે ગૃહવ્યવસ્થા સાચવતાં પુરૂષને પુછતી નથી, એ રાજકિય સવાલો, ને રાષ્ટ્ર—વ્યવસ્થામાં પુરૂષોને પહોંચી વળે એ બનવા જોગ છે. એકલા ભારતવર્ષમાં જ નહિ પણ બધે જ ઠેકાણે સ્ત્રીઓનું સ્થાન પુરુષ કરતાં પાછળ છે. એનું મુખ્ય કારણ તો એ જ છે કે કોઇ પણ દેશ, સ્ત્રીને પુરૂષ જેટલી તક આપતો જ નથી. એ જાહેર રીતે કબુલ કરવા કોઇ પણ વિચારક ના નહિં કહે.

ઘરનો કારભાર ઘડીભર માથે પડે છે; ત્યારે કેવા કંટાળી જાય છે એ પુરૂષોને પુછવું ઘટે છે. એવી એ વસ્તુનો સ્ત્રી પોતાની કલાચાતુર્યથી ને વ્યવસ્થાશક્તિથી, કેવી સરળ કરી રહી છે. તે ખરેખર રસદૃષ્ટિએ જોનારને આનંદિત ને સંતોષી કરે તેમ છે. એક ચતુર સ્ત્રીનું ઘર જોઇ અનેક પુરૂષો એને કળામન્દિર કહી પાછા હઠે છે. એના ભોજનને પાકશાસ્ત્રની ઉપમા આપે છે. એના બોલે બોલે સ્વાગતમ્‌ના આતિથ્ય સત્કાર સુણી મહેમાનો મન રંજન કરતાં મહાત બને છે. એ ગૃહદેવી, એ ગૃહની શોભાવનારી સ્ત્રી, આપણને અનેક રીતે રંજિત કરી શકે છે એ સમજી એનો એ ભાર હળવો થાય એમ જરૂર સરળતા કરવી જોઇએ.

ઘરમાં એનું સ્થાન છે એને જ અત્યારે તો આપણે સ્ત્રીનું સ્થાન કહીએ છે. પણ એ ઘર ખરેખર ઘરવાળીને ખાઈ જનાર જ હોય છે એમ જોરથા કહેવું જોઈએ. જે ઘરમાં એ સ્ત્રીઓને રહેવાનું છે જેમાં ચોવીસ કલાક પુરા કરવાના હોય છે એ ઘર, કાંતો અગવડોથી ભરેલાં કે કાંતો હવા ઉજાસના નામથી દૂર અતિ દૂર હોય છે. એમાંનાં ઓરડા એ સર્વ આપણી સ્ત્રી જાતિના જીવનહારક જંતુઓથી ભરપૂર હોય છે. એ ઘરને શોભાવનારીનાં એ ભક્ષક ઠેકાણાં છે. આપણાં શહેરોનાં મોટાં મકાનોની બહારની શોભા તો ઇન્દ્રભૂવન જેવી હોય છે, પણ કેટલાંકમાં તો

દહાડે ય દિવો બાળવો પડે છે. હવા તો ચોપાટીની મોક્ષભૂમિમાં આવે ત્યહારે, એ થઇ ગીચ વસ્તીની વાતઃ પણ આપણાં છૂટી આબોહવાનાં ગાંમડાંના ઘરો પણ કમકમાટી ઉપજાવે તેવાં અંધાર કૂપ જેવાં હોય છે. એ સૌ એ ગૃહિણીઓનાં દિવસ રાતના નિવાસ સ્થાન ખરેખર સુધરવાં જોઇએ છે. આપણા અજ્ઞાને એ ઝીણી બાબત વહી જતી હોય તો તે તપાસવી ઘટે છે.

આ ઉપરાંત એક વસ્તુ ખાસ લક્ષ્યમાં રાખવા જેવી લાગે છે; કે આપણે ત્યહાં સ્ત્રીના ઉપર ઘરકામનો શક્તિ ઉપરાંતનો બોજો છે. એ મુમ્બાઈ વિ૦ માં નહિ જણાય, જો કે અહીં પણ ગરીબ સ્ત્રીઓ જુઓ તો માલમ પડશે કે એમનું કામ એ તો ખરેખર દયાજનક ચિત્ર ખડું કરે તેવું હોય છે. સ્હવારે વહેલાં ઉઠી ઘરનું કામ શરૂ કરે છે ને આખો ય દિવસ મહેનતમાં ઉંચી નથી આવતી. રાત્રે થાકી લોથપોથ થઈ પડી જતી સ્ત્રીઓ જોઇ છે. ગામડાંની ખેડુત સ્ત્રીઓનાં જીવન એટલેજ મહેનતથી થાકેલાંઃ એમને વિશ્રાન્તી યે નથી હોતી. એ ભાર હળવા કરવા એ સમાજસુધારકોના કર્તવ્ય ક્ષેત્રમાં છે; પણ એને આંગળીએ કોઈ અડકાડતું નથી એ દીલગીરી છે. આપણી અહિંની સ્ત્રીમજૂરોની એજ દશા છે! એ ગણતાં શક્તિ ઉપરાંત ભાર વહેનાર સ્ત્રીઓ આપણે ત્યહાં ૯૬ ટકા નિકળે એમ છે. ગૃહિણીનું કામ કરવા જતાં આપણે ત્યહાં સ્ત્રીત્વ છુંદાતું હોય તો એ શાપ આપણો વિનાશક બને એમાં નવાઇ નથી. એવાં શ્રમજીવીઓ માટે જો સુધારકો પ્રયાસ કરે તોજ આપણા ઉદ્ધારની આશા રખાય. બાકી ગૃહકાર્યમાંથી બળવો કરી ફારેગ થઇ જાહેર જીવનની લાલસાએ દોડી જતીઓને જ માત્ર વધાવી લેવામાં કશો અર્થ નથી સરવાનો.

આપણી આધુનિક બગડતી જતી આર્થિકપરિસ્થિતિને લઇને ઘણીક વખત અને હમણાં તો ઘરઘરનો એ સવાલ છે કે સ્ત્રીઓ તો

પોતાના શીરે લીધેલો ગૃહવ્યવસ્થાનો ભાર જેમ તેમ કરી વહે જાય છે; પરંતુ પુરૂષો દ્રવ્યોપાર્જનની પોતાની ફરજ પૂર્ણ પણે સફળ કરી શકતા નથી, પરિણામે કુટુમ્બને અર્ધી ભૂખ વેઠવી પડે છે; આવા સંજોગોમાં કેવી રીતે એનો ઉકેલ કરવો એ એક જબરો પ્રશ્ન આપણી આગળ ઉભો થયો છે. હું તો માનું છું કે ગૃહસ્થને ગૃહિણી એક બીજાને મદદ કરવા સરજાયેલાં છે. એ તો એકનો ભાર હળવો કરવા બીજાએ જરૂર હાથ દેવો ઘટે છે: અને એ માટેજ સ્ત્રીઓએ ગૃહઉદ્યોગો ને એવા હુન્નરો હસ્તગત્ કરી લેવા જોઇએ, જો એવા ઊદ્યોગો ને હુન્નરો સ્ત્રીઓ જાણતી હોય તો જરૂર એટલી ઓછી કમાણી પુરૂષો કરે તો પણ ચાલી શકે; અને જો પોતે હંમેશ ફુરસદ મેળવી શકતી હોય તો પણ પોતાના કુટુમ્બની લાગણીએ એવા નાના મોટાં ઊદ્યોગો કરતાં એ ઘણો લાભ કરી શકે. ગૃહવ્યવસ્થા સાચવી કામ કરવા ઇચ્છનારાઓ આટલી હદ સુધી તો કેળવણી, શિક્ષણ ને તાલીમ આપવાની છૂટ લેવા કે આપવાના નથી કહેતાં; પણ અહીં બે પક્ષ જુદા પડે છે. એક ઊદ્યમવાદીપક્ષ એમ દલીલ કરે છે કે સ્ત્રીઓને ધંધો કરવાની છૂટ મળવી જોઇએ; ને દ્રવ્યોપાર્જનની તક એને સ્વતંત્ર રીતે આપવી ઘટે છે; એમ થતાં સમાજમાં શીથીલતા ને અસ્થિરતા આવશે એમ હું માનું છું. જ્યહાં એકલા પુરુષો પણ દ્રવ્યોપાર્જનમાં પૂર્ણ પ્રાપ્તિ નથી કરી શકતા, જ્યહાં એકલો એ વર્ગ પણ માર્યોમાર્યો ફરે છે, જ્યહાં એટલી સંખ્યાએ ભાગે પડતું નથી આવતું;ત્યહાં એજ ક્ષેત્રમાં અને તે ય આપણે ત્યહાં ? આવા અવજોગોમાં ? અને જો એમ છતાં એ વિચારો સાચું સ્વરૂપ ધારણ કરે તો આજે જે બેકારી જણાય છે તેના કરતાં બમણી થવાની. છતાંય આપણે જોઇએ છીએ કે મજુર વર્ગમાં એ છૂટ પૂરપ્રમાણમાં લેવામાં આવે છે. એક રીતે જોતાં એમ કુટુમ્બને બમણી પેદાશ તો જરૂર થાય છે. પરન્તુ આજે જે વ્યક્તિસ્વાતંત્રવાદી માગે છે તેતો કેળવાયેલી

સ્ત્રીઓને એ રસ્તે મોકલવાની વાત છે. ખરૂં જોતાં એ ક્ષેત્ર અત્યારે આપણે ત્યહાં એટલું વિકસીત નથીજ, કે બધાંને પોષે: એટલે આજના બેકાર પુરુષોની પેઠે સ્ત્રીઓને પણ જરૂર ધંધાની શોધમાં અનેક દરવાજાના આગળા ખખડાવવા પડશે. ત્યહાંની સફળતાનાં તો સ્વપ્નાંજ છે; પણ એ પ્રયાસ સાથે ગૃહવ્યવસ્થા તૂટી જશે. એ નિર્વિવાદ છે. આપણો ગરીબવર્ગ, ને મધ્યમવર્ગ એ બેની એ વાત છે. એ બે જે આજે કઢંગી સ્થિતિમાં પણ રોટલો વહેંચીને ખાય છે; ને કુટુમ્બ ધર્મનું પાલન કરે છે. તે વખતે તૂટી જશે. વળી બંનેના ઉપાર્જન વ્યકિતગત ખાતાઓમાં પોતપોતાની કમાણી લઇ જવા પ્રયત્ન કરશે; ને એ હિસાબે આપણી અવિભકત કૃટુમ્બ પ્રણાલીનો અંત આવશે. આજે તો આપણી પરિસ્થિતિએ વિભકત-કુટુમ્બપ્રથા આપણને કોઇ રીતે ફળદાયી નથી નિવડવાની. એટલે એને સ્વીકારવા અર્થે આપણી સંપે અગર કુસંપે મને કે કમને એકતા-સચાવાઈ રહી છે તે નષ્ટ થતાં—સંગઠન છુટતાં, આપણે જરૂર હેરાનગતી ભોગવવી પડશે એમ હુ ચોકકસ માનું છું.

કોઈ એમ પ્રશ્ન કરે કે પુરૂષો જ્યહારે સ્ત્રીઓને ગૃહવ્યવસ્થામાં મદદ નથી કરતા, ત્યહારે સ્ત્રીઓએ શામાટે ગૃહઉદ્યોગોની રીતે પણ એમને સહાય કરવી? આમ પૂછી ભલે એ ન્યાય ઇચ્છતાં હોય પણ એતો ખરૂંજ કે પતિ, પત્ની, ગૃહસ્થગૃહિણી, પોતપોતાની ફરજો બજાવતાં નવરાશના વખતે જરૂર એક બીજાના ભાર હળવા કરવા પ્રયત્ન કરે, પતિ પત્નિ અરસ્પરસને સહાય કરે છે. પણ જીવન એક માર્ગીને સહભાગી હોવાથી ઉદ્દેશ એકજ સરે છે એટલે ત્યહાં ઉપકારની દૃષ્ટિ નથી. પુરૂષો સ્ત્રીઓને મદદ નથી કરતા એ વાતે સાવ માનવા જેવી તો નથી જ. શ્રીમંત ગૃહિણીઓને દરેક સુખસગવડ મળે છે એ ભૂલવું જોઇતું નથી, એજ રીતે જો પુરૂષનું અર્થપ્રાપ્તિનું ક્ષેત્ર રસાળ હોય ને એમાં ખર્ચ ઉપરાંત બચત રહેવા

પામતી હોય તો જરૂર પુરુષ પોતાની સહચરીને સહાય કરવા અર્થે સગવડ કરી આપવા પ્રેરાય છે, આજે મુંબાઈ વિગેરે શહેરોમાં મધ્યમ વર્ગની સ્ત્રીઓ પણ કામ કરનાર નોકરો હાથ નીચે રાખે છે એ જોતાં એ અર્થનો ઉકેલ થઇ જાય છે.

આપણી આર્થિક ને સામાજીક પરિસ્થિતિના કારણે આપણને ગૃહવ્યવસ્થાની ખાસ આવશ્યકતા છે. આપણા સમાજને શોભાવનારા ગૃહિણીપદને પ્રહાર કરતાં આપણને અત્યારે પરિણામે સોષવાનું જ રહેશે. સ્ત્રીપુરૂષ પોતાના ક્ષેત્રમાં રહી એક બીજાને સુખદુઃખમાં ભાગી બને. મળે તેટલામાં સંતોષ માનેઃ વધુ મળવાની આવશ્યકતા એ યોગ્ય ગૃહઉદ્યોગોનો ઉપયોગ કરે એમાંજ મ્હને તો સરળતા દેખાય છે. થોડાક સમય પહેલાં એક પ્રતિભાશાળી વિદુષી નોર્વેજીઅન બાનુ કે જેઓએ નોબલ પ્રાઇઝ મેળવ્યુંછે; ને જેમનો અભિપ્રાય વજનદાર ને ભરોંસેદાર ગણાય છે. એમણે ગૃહસ્થાશ્રમને કૌટુમ્બીકજીવન બાબે નીચે પ્રમાણે, પત્રોના પ્રતિનિધીઓને પોતાના મંતવ્યો કહ્યા હતા.

"મ્હને કંઇ સવાલો પૂછશો નહિ મ્હને હમણાંજ તાર મળ્યો છે કે મ્હને નોબલ પ્રાઇઝ આપવામાં આવ્યું છે; પણ ફીલોસોફી જેવી વાતો કરવા માટે મને અવકાશ નથી. હું મ્હારાં છોકરાંને સુવાડવા જાઉં છું. મ્હને જે માન આપવામાં આવ્યું છે તેથી હું કુદરતી રીતે ખુશી થઇછું; પણ મ્હને મ્હારા ઘરમાં નાનાં છોકરાંઓની વચ્ચે જે આનંદ મળે છે તેની સરખામણીએ બીજો કોઈ આનંદ નથી જણાતો."

મેડમ સીગ્રીડ અંડસેંટ લગભગ છેલ્લા એક દસકાથી નોર્વેનાં એક વિદુષી તરીકે બહાર આવ્યાં છે. તેમનાં પુસ્તકોની લગભગ પાંચ લાખ નકલો છેલ્લાં થોડાં વર્ષોમાં વેચાઇ ગઇ છે: અને તેનાં ભાષાંતરો યુરોપની ઘણી ખરી ભાષાઓમાં થયાં છે.

મેડમ અંડસેંટ આર્કીઓલોજીના એક પ્રોફેસરની પુત્રી છે, અને પોતાની માતા મારફત સ્કોટીશ લોહી એમની નસોમાં વહે છે. તેઓની નાની ઉમ્મરે જ ત્હેમના પિતા મરણ પામ્યા હતા.

જેથી એક ચિત્રકાર બનવાની તેઓની આશા ધુળમાં મળી હતી. પછી એક ટાઈપીસ્ટ તરીકે કામ કરી તેમણે કમાવા માંડયું. અને ફુરસદના વખતે તેમણે લખવા માંડયું. તેઓ પોતાની વીશ વર્ષની ઉમ્મર દરમ્યાન આ રીતે સારી કમાણી કરતાં થયાં હતાં; પણ તેઓને ખરી ફતેહ તો ૧૯૨૦–૨૨ માં મળી; કે જે વેળા તેઓનું "ક્રીસ્ટન લેવરૈન્સ ડોટર" નામનું ત્રણ ભાગનું પુસ્તક પ્રગટ થયું હતું. જે ઘણું જે લોકપ્રિય થઇ પડયું હતું.

એ મેડમ એંડસેંટ પુરૂષોના જેવા સમાન હકકો મેળવવાની સ્ત્રીઓની હીલચાલના એક વખાણનાર નથી. તે આમ કહે છે. "સમાન દરજ્જાની વાતોનું પરિણામ શુન્ય આવે છે. આથી એક પુરૂષની પોતાના કુટુમ્બ તરફની ફરજ અને જવાબદારીની લાગણી ખુંચવી લેવા જેવું થાય છે. અને નિર્વાહ કમાનાર ને પોતાના બાળકના પિતા તરીકેના પોતાના કુદરતી દરજ્જાથી તે દુર ધસડાઈ જાય છે. સ્ત્રીઓને પુરૂષો જેવા સમાન હકકોની જરૂર નથી. અંગત રીતે મ્હને ઘરનું કામકાજ ઘણું ગમે છે. નોર્વેમાં ઘણીખરી લેખીકાઓ ઘરકામ તરફ વધુ વલણ ધરાવે છે; અને એક સારૂં ખાણું બનાવવાનું પસંદ કરે છે. સારા ઘરની બહાર કામ કરવાનું મને કદી પસંદ પડયું નથી. દસ વરસને ત્રણ માસ સુધી ટાઈપીસ્ટ તરીકે મ્હેં કામ કર્યું છે. જેમાં પહેલાં ત્રણ માસ મેં રાજી ખુશીથી તે કામ સહન કર્યું હતું. કારણ તે વખતે કામ મ્હારે માટે નવું હતું. પાછળના દશ વર્ષનું કામ મ્હારે માટે અસહ્ય થઈ પડયું હતું. હું ન ઓળખુ એવા મનુષ્યોના હુકમ ઉઠાવવા કરતાં હું પિતાના બુટને પોલીસ કરવાનું વધુ પસંદ કરૂં."

આ યુરોપની રમણી ભારતવર્ષની ગૃહિણીના આદર્શને આબેહુબ પોતાનું જીવન વિતાવે છે. એમાં એ નારીજાતની પ્રતિષ્ટા માને છે; હુ ધારૂં છે કે મેડમ અંડસેંટ જેવી મહા વિદુષીઓ આવો મત આપે છે એ અધુરો કે અપકવ વિચાર નથી.

"गृहिणीं गृहमुच्यते."

# " પત્ની "

પત્ની પાસેથી પતિ સદાચાર, ભદ્રતા, અને આત્મા—સન્માન શીખે છે.

પત્ની એ પતિની મુર્તિમતી કવિતા દેવી છે.

પતિરૂપ ધનુષ્ય ઉપર સ્ત્રી પ્રત્યંચા છે.

" પુરૂષની પ્રભૂતા જ્યહાં વામે; સુન્દરીનો ત્યહાં વિજય વિરામે. "

પત્ની એ પતિની પ્રેરણા છે.

" સહુ જન પહેલું સ્મરતા નારી કેરૂં નામ;
વાટે ઘાટે બોલતા સાધુ સીતારામ. "

" જગતનું જીવન્ત ગુરુત્વાકર્ષણ સ્ત્રીજ છે."

# પત્ની

પત્ની બનવું એટલે ધણીની ધણીઆણી બનવું ? ધણી શબ્દનું એ સ્ત્રીલીંગ રૂપ જ માત્ર નહિ, પણ પતિના હૃદય પર જ્હેનું આધિપત્ય છે. ત્હેનું નામ છે પત્ની આપણા સંસારમાં એવાં આધિપત્ય કેટલીક સ્ત્રીઓનાં હશે ? એમ હોવું એ સ્વાભાવિક છે, એટલે એ સવાલ એમ ઊઠી જવા સંભવ છે. સ્ત્રી પત્ની બનવા સ્વાભાવિક ચાહે છે, ઇચ્છે છે, પુરૂષ પતિ બનવા ચાહે છે, વાંછે છે. એ બંને પોતાપણું અરસપરસ આપ લે કરે છે; એટલે એ રીતે પતિપત્નીનાં પાત્રો આપણા સંસારનાં સૃષ્ટા બને છે. પતિ પત્નીના સહચાર ને સહજીવનથી આપણે ઓતપ્રોત થયેલાં દેખીએ છીએ. આવાં પાત્રો સર્વત્ર નથી હોતાં, એનાં અનેક કારણો છે; પણ કોઇ પણ પુરૂષ કોઇ પણ સ્ત્રીનો પતિ બનવા માટે લાયક હોવો જ જોઇએ, અને કોઈ સ્ત્રી કોઈ પણ પુરૂષની પત્ની બની શકે, એ આપણી માન્યતા હોય તો ભૂલ ભરેલી છે. આપણા એ તરફના વિચારો હજુ અધુરા છે. એટલે આપણે પતિ-પત્નીનાં આદર્શ પાત્રોને અસંતોષી જોઇએ છીએ. મનુષ્ય-સ્વભાવનો કશોયે વિચાર કર્યા સિવાય; એમનાં પદ નક્કી કરવામાં બીજાઓ, વડીલો વિગેરે, આડે ઉભાજ હોય છે. એટલે મર્યાદાના બંધને બંને જો કુદરતી સંતોષ માણનારાં મળી જાય તો ઠીક; નહિ તો 'પડયું પાનું નિભાવી લે' ગણી પતિને પત્ની ફરજના ભય નીચે રહે છે; અને એથી જો એક બીજાની વૃત્તિઓ ભટકતી હોય તો એમાં નવાઈ નથી. આપણા સત્યુગ, ને દ્વાપર જેવા સુવર્ણ યુગોમાં પણ સ્ત્રીઓ પતિની પસંદગી પોતે કરતી. સીતા, દમયંતી, દ્રૌપદી વિ૦ જો હમણાંની પેઠે, બીજા પુરૂષ પાત્રો સાથે જકડાયાં હોત, તો

એ પત્નીઓ તરીકે નિષ્ફળ જાત કે સફળ થાત એ વિચારણીય છે. સ્વયંવરના મંડપમાં અર્જુનને ચાહનાર દ્રૌપદ-તનયાએ કર્ણને મચ્છવેધન કરે છતાં પરણવા સ્પષ્ટ ના કેમ કહી? શું કર્ણ સુન્દર ન હતો? યુવાન ન હતો? શું વીરત્વ વિહોણો હતો? જો કે એવું કંઇ નહોતું; પણ એને અર્જુનને વરમાળ આરોપી એની પત્ની થવાના કોડ હતા. રાવણ ધનુષ્ય ઊઠાવવા જતાં એના બળની પ્રતિતિ હોવાથી, શ્રીહરિને શા માટે એનું બળ હરવા પ્રાર્થતાં સીતાજી ઊભાં? દૈવી શક્તિ ધરાવતા દેવો ના ગમ્યા, એમ કેમ? ને નળને શોધવાના શ્રમ દમયંતીએ લીધા? એ સર્વ ઉદાહરણો સ્પષ્ટ સમજાવે છે કે એમને પોતપોતાના પતિ માટે પ્રથમથી જ નિશ્ચય થઇ ગયો હતો. ( હોય છે. ) આવા લગ્નો જ્યહાં થાય ત્યહાં સતીઓ પાકે એમાં નવાઇ નથી. આપણી સ્થિતિ તો એથી ઉલટી છે. સ્વમાં ક્યહાંનાં હોય ને જાય ક્યહાંય! એમ સ્ત્રી પુરૂષને સ્વમાંઓ ભૂંસી નાખવાની ફરજ પડે છે. આવાં અસંતોષી પતિ-પત્ની **ગુપ્ત ભાવને વશ** ન થાય એ કેમ કહી શકાય? જેમ મન માન્યાં પાત્રોનો સહચાર થયા છતાં ભૂલ કરે તો એ અન્યાય ને ઘોર પાપ કરે છે; એમ અહીં ઘોર પાપ ભલે ગણાય, પણ એમાં ફરક છે. આપણા પતિ પત્નીના સંસાર સર્વત્ર એક ધારે ચાલ્યા આવતા દેખાતા ભલે હોય, પણ અંતરજ્વાલા કોને જઇ કહે? એ રીતે જીવન પુરૂં કરવાની વાતે ઘણાં ખરાં વહાણુ ચાલે છે. માટે પતિ પત્નીની લગ્નમાં સંમતિની પ્રથમ આવશ્યક્તા છે. એ આપણે જો નહિં કરીએ તો ઉપર કહ્યું તે પરિણામનાં અધિકારી તો છીએજ. માટે લગ્નગાંઠથી જોડવા પહેલાં સ્ત્રી પુરૂષની પરસ્પર લાગણી જોવા સંમતિ લેવી આવશ્યક છે. અને **એ માટે એ બંને સંમતિ વચનાં હોવાં જોઇએ.** ચાલુ રૂઢીનો પતિ પોતે પુરૂષ હોવાથી પત્નીને આજ્ઞાધારક જાવાજ ઇચ્છે છે! એના દરેક કામને શક્તિ અશક્તિએ એ એની પાસેથી કરાવવાને વાંછે છે, એના સુખ સગવડ સારૂ એને દબાણ ને

ડર આપે છે. પુરુષ પરિભ્રમણ કરનાર એટલે પોતાની છૂટનો એ ગમે તેવો ઉપયોગ કરે! પત્નીથી એને પૂછાય નહિ! જ્યારે પતિ પત્નીના પગલાંનો ય હિસાબ તો રાખતો હોય. એને માટે ડગલે ડગલે વહેમ, શંકા ને ડર રાખવામાં આવે જ. આવાં પતિપત્ની વિજય ન પામે એ ચોકખું છે. પતિ જો એ છતાંય સદાચરણી હોય, તો પત્નીની ભિન્ન લાગણીઓ વિસ્મૃત થઈ જાય; પણ સદાચરણી પત્ની હોય તો પતિને સુધારી શકવાને અને સીધી લાઇન પર મૂકવાને એને એવો અવસર એ અંધ પતિ આપતો જ નથી; ને એવો અવસર લેવા પ્રયત્ન કરતી પત્નીને ખૂબ સહન કરવું પડે છે. કટોકટીના સંજોગોમાં સાંકડે રસ્તે ચાલવું પડે છે.

પતિનું ક્ષેત્ર ઘરની બહાર હોવાથી, એને પોતાના પ્રપંચના કારણે પણ વિશેષત: છૂટની જરૂર હોય છે જ, એટલે એના પર કોઇની આંખ રહેતી નથી: પરંતુ સ્ત્રીઓનું ક્ષેત્ર ઘર હોવાથી, એને પુરુષ જેટલી છૂટ નથી અપાઇ, કે આપવામાં આવી. આ પરિસ્થિતિ ઊભી થતાં આજ સુધી સ્ત્રીઓને પતિ તરફ પ્રેમ રાખવો એની આજ્ઞા ઉઠાવવી, એને રાજી રાખવા દરેક વસ્તુ કરવી, એના બોલે બોલે પગ માંડવા, એના અવિચારી કામોને ય હાથ ધરવાં, એવા બોધની સબળ છાપ સ્ત્રીજીવન ઉપર પાડવામાં આવતી; ને એ સાથે પતિ ગમે તેવો હોય પણ એની એક પણ આજ્ઞાનું સ્પષ્ટીકરણ માગવું એમાંયે પતિવ્રતનો ભંગ થવાનું સૂચન થતું. આપણે ત્યહાં અને બધે ઠેકાણે પતિવ્રત પાળવું એ સદાચાર છે. એ પૂણ્યપંથ છે. એમાં નીતિનીયમન છે, એમાં મર્યાદા છે, એમાં સંતોષી જીવતર છે. એ વ્રતમાં સાચું તપ છે, એ પાળવું એ ધર્મ છે; એમાંથી પાછું હઠે એ પાપ કરે છે; એ સઘળી વસ્તુઓનો સ્વીકાર કરી શકાય છે, પણ પહેલાં તો એ પાળવું એજ કુદરતી છે. એમાં દબાણની કશીએ જરૂર નથી હોતી; પણ જરૂર જણાય જ છે; અને પત્ની પાસેથી એ ઇચ્છ-વામાંજ આપણું શ્રેય હોય તો પહેલાં આપણી ભૂલો સુધારવાની

ખાસ જરૂર છે. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કજોડાં, કન્યાવિક્રય, એ જ્યહાં સુધી બંધ નહિ થાય ત્યાં સુધી તો એ ઇચ્છા, ને આશા અધુરીજ રહેવાની. સરળ રસ્તા વગર શાંતિથી ચાલવું અસંભવિત છે. પત્નીના રસ્તામાં કાંટા વાવી એને એમાં ચાલવા કહીએ, તો એ પોતાના છુટકારાની જ વાતનો વિચાર કરશે; એને દબાણથી ચાલવા કહેશો તો કોઇ શાંત મૂર્તિઓ સહીસહી જીવન પુરૂં કરશે; કેટલીક છુટકારા માટે ગમે તેવા ઉપાયો શોધશે, કોઈ અધવચ્ જીવન પુરૂં કરશે, તો કોઇ બંડ પણ કરશે. આ સર્વની થોડી ઘણી અસરો આપણા હિન્દુસમાજમાં આજે તો પ્રત્યક્ષ છે. હા, એક વાતને ઉંડાણે જઇએ છીએ તો કંઇક જોવા જેવું મળે છે, તે એ કે આપણા લગ્નોની બાબતો માત્ર વડિલોને હાથ હોવાથી એની વૃત્તિ સ્થિર રાખવાની એને ટેવ પડી જાય છે. એનું વલણ એવી જાતનું બને છે; ને પોતાના પરણ્યા સાથે એ જેમ બને તેમ વશવર્તી ચાલવાને હંમેશ પ્રયત્ન કરેજ છે; અને આધીનતા સ્વીકારતી જાય છે. પતિ જેમાં ખુશી થતો હોય, પતિ જેને ઠીક ગણતો હોય તેવી દરેક વાતોને સમજી લેનાર ચતુર સ્ત્રીઓનો સંસાર સરળતાથી ચાલતો આપણને દેખાય છે. એ વલણ અકુદરતી તો જરૂર જ છે; પણ એની છાપ સારી પડે છે, અને એથી જ લગ્નબદ્ધ પત્ની બીજા પુરૂષને ચહાવાનો વ્યર્થ પ્રયત્ન પ્રથમથીજ કરતી નથી; અને કરે છે તો એને એ માટે સોષવું પડે છે. એટલે એની દષ્ટિવૃત્તિ સીધી પોતાના પરિણીત તરફજ વળેલી રહે છે. એમાં પ્રભુકૃપા ને પતિ જો સમજુ ને કેળવાયેલ મળે તો એમના એ સંસ્કારો સફળ બને છે. આપણો સમાજ આજે આવી સ્થિતિમાંથી પસાર થાય છે; એને વધુ ઉજળો કરવા આપણે આપણા ઉપરના દુષણો દૂર કરવાની ખાસ આવશ્યક્તા છે. નહિતર સ્ત્રીઓના ઉપર મુજબના, સંસ્કારો આજ સુધી જેમ ઘડાઇ સંસાર નિભાવ્યો છે. એમ હવે નિભાવવો મુશ્કેલ છે એ જોવું જરૂરી છે.

"કુષ્ટિ, કદરૂપ, કુબડો, નિર્ધન, નિર્બળ કાય,
મતિહિણુ પતિત પતિ મળે, એ નારીને સુરરાય:
જોડી પગઅંગુઠે દ્દષ્ટિ આધું ઓઢીએરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય;
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે."

આવા સદ્બોધો આપી એ જ, અને એવા જ સંસ્કારોથી બંધનમાં રાખવા વિચારોનું સતત્ વહેણુ સ્ત્રી જાતિના સ્વભાવ ઉપર આજસુધી રેડાયું છે. આજે એ જમાનો નથી; આજે સૌ વિચારક થયાં છે. ઘેટાના ટોળામાં રહેલ સિંહનું બચ્ચું પોતાના જાત ભાઇઓને જોઈ, એના જેવું બનવાને તત્પર થાય, એમ અનેક દેશીય સ્ત્રી સમાગમોના કારણે, હિંદી સ્ત્રી આજે પોતાનું વ્યક્તિત્વ વિકાસવા માગે છે. હા, એથી એમ કહેવાનો ભાવાર્થ નથી કે પતિથી બંડ કરવાના પત્નીના અધિકાર સાચા છે. હૂં માનું છું કે પોતાની ઇચ્છાએ, કોઈપણ કારણો સામે, પોતાના પૂર્ણ ભાન સાથે, કવિતામાં વર્ણવેલા પુરૂષ સાથે લગ્ન કરે, તો તો સ્ત્રીની એ ફરજ છે કે પોતાનું પોતે ફોડી લેવું; પરન્તુ ઉપર પ્રમાણેનો પુરૂષ કોને ગમે? છતાંયે એ પુરૂષ છે એટલે પરણુવાને તો લાયકાત લઇ અવતરેલો છે; એટલે ગમે તેને માથે એ જરૂર જો સાધનભૂત હશે તો પડવાનો છે. એવો એકદ્રુપ, કુષ્ટી, નિર્ધન, નિર્બળકાય, અવગુણાબ્ધિ, મતિહીણ – પતિતના હાથ નીચે સ્ત્રીત્વને છુંદવાને સોંપવામાં આવે એ મહાપાપ છે. એમ છતાં પોતાની એ ભૂલ ન કળાઇ જાય એ માટે સ્ત્રીઓને આપણો રૂઢીબદ્ધ સમાજ ઉપદેશ આપે છે, કે એવો પુરૂષ જો એનો પતિ બન્યો હોય, તો એ સ્ત્રીને મન સુરરાય – દેવ માની લેવો. કોઇ કહેશે કે આવો પુરૂષ કોઈ પડોશી તરીકે પણ જોઇ શકે? જે સરકારના હાથ ચ્હડે તો કાળાપાણીએ જવાને લાયકાત ધરાવે, જે કારાગ્રહનો અધિકારી છે, જે સમાજમાં નિંદાને પાત્ર છે,

જે મિત્રોનો વિધ્વંસક છે, જે નિર્બળકાય હોઈ પોષણ કરવા પણ નાલાયક છે. જે કદ્રુપ હોવાથી સ્ત્રીના યૌવન અને આશાભર્યા મનને પણ મનાવી શકતો નથી. એવો પુરુષ પતિત ભલે હોય, પણ એ પતિ તો બની શકે છે. અને બન્યો એટલે પત્નીનો એ પરમેશ્વર! આટલા આટલા પ્રયાસો સમજાતું નથી કે શા કારણે સતત્ કરવામાં આવ્યા છે? હું માનું છું કે પૂર્વે થઇ ગયેલી સતીઓને આવાઓ પતિ તરીકે પ્રાપ્ત થયા હોત તો તેઓ કદાચ છૂટાછેડા તો ન કરત, પણ જરૂર એ માટે તેઓએ વિરોધ તો દર્શાવ્યો જ હોત, આવું ગુંગળાએલું સ્ત્રી – વ્યક્તિત્વ પોકાર કરે તો એમાં ગેરવ્યાજબી તો નથી. કવિતાની છેલ્લી લીટીમાં સારરૂપ સદ્બોધ આવે છે. એ સ્ત્રીઓને માટે સદ્બોધ મનાવવાનો પ્રયાસ ભલે ગણાતો હોય, પણ એમાં સ્ત્રીઓનો મુંઝવણ પ્રદેશ છે. જુઓ એનો ભાવાર્થ:-'જોઠી પગ અંગુઠે વિ.–

એવા નાલાયક પતિને દેવતા માની, એના સામે બંડ ન કરતી બહેન! આપણા બંને કુળો ઉજાળવા માટે તું ત્હારા—જીવનનો ભોગ આપજે! ગમે તેટલું સહેવું પડે તો ય વિરોધ ન દર્શાવતી, માત્ર પગના અંગુઠે દ્દષ્ટી ઢાળી આધું ઓઢી ચોરની મા કોઠીમાં મોં રાખી રડે, તેમ ત્હું યે રડજે પણ અમારી લાજ રાખજે!

ઉપરની વાત વાંચી વાંચક ત્હું વિચારકના ગુણ પરિધાન કરજે માત્ર વાંચક ન રહેતો. ઉપરની કહેલી વાત તો આજના ઉદ્ભવતા અનેક રંગી પ્રશ્નોમાં તો કંઇક ઉગ્રતાદર્શક છે; પણ ફરિયાદ અન્યાય ભરી કે, દલીલ વગરની છે, એ કહેવાય એમ નથી. એટલે એમાંની ઉગ્રતાને અળગી કરી, જે ન્યાયસરની ફરિયાદ છે એને તો જરૂર ચુકાદો આપવો ઘટે છે.

આવી વિચાર પરંપરામાં ઘણી વખત એક વસ્તુ માત્ર દલીલો ભરેલી બની જવા સંભવ છે; જ્યહારે મૂળવસ્તુનું સ્વરૂપ ભાન પણ ભૂલાઇ જાય છે; એટલે હવે પત્નીની કેટલીક આદર્શ ભાવનાઓનું સ્મરણ કરવું ઉચિત છે.

પતિ એ પત્નીનો ગુરુ છે. એને લોકો શાસ્ત્રવચન કહે છે. એ નરી શ્રદ્ધા વિનાયે આજે આપણે એનો સ્વીકાર કરે જ છુટકો છે. દરેકે દરેક પતિને આપણા સંસારમાં તો જરૂર છે, કે પત્નીને પોતાની સહચરી બનાવવી. પોતે પત્નીને પોતાના જેવી સુશિક્ષિત ને કેળવાયલી જોવા માગતો હોય, તો પતિએ પોતાની પત્નીનો ગુરૂ બનવું જ જોઇશે; અને પત્નીએ પણ પોતાનું જીવન, વિચાર અને વર્તન પતિને અનુસરી, એ જેમ ચાહતો હોય એમ બદલવાની જરૂર છે. એમાં સંતોષનો ભાસ છે; અને સંતોષી જીવનથી વૃત્તિઓ સ્થિર થાય છે; ઘણી ઓછી ફરિઆદોનું કારણ મળે છે. એને લીધે પણ આજે આપણા ૯૬ ટકા અજ્ઞાન ગણાતા પત્નીવર્ગે આજના કેટલાક ટકા વિશેષ કેળવાયલા પતિને ગુરૂ કરવો જ જોઇશે. આપણા સંસાર, ને સારા યે સમાજને સુધારવાનો એ ઉપાય જેટલો સહેલો, સરળ ને વહેવારૂ છે એવો મ્હારી નજરે બીજો નથી આવતો.

પુરૂષ ને સ્ત્રી એ બે જેમ દેહરૂપે જુદાં છે, તેમ ગુણમાં યે જુદાં છે; ને પોતાના કાર્યક્ષેત્રમાં પણ જુદાં હોય એમાં પ્રશ્નને સ્થાન નથી. પતિનું ક્ષેત્ર બહાર છે, પત્નીનું ઘરમાં છે. પરન્તુ એ બંને ય ક્ષેત્રકાર્યનો ઉદેશ એક છે.

અરસપરસના પ્રેમબંધને એકજીવી બનવાને મથતાં પતિપત્નીના એ વિભક્ત ધર્મો આપણને સ્હમજાય છે. પુરૂષમાં શક્તિ. દઢતા, કઠોરતા, સાહસ આદિ ઉગ્ર ગુણો સમાયલા છે. સ્ત્રીમાં એના–મારણરૂપ અગર, એનામાં જે ગુણો નથી તેના પુરકરુપ મૃદુતા, ચાંચલ્ય, દયા આદિ ગુણો છે. એટલે જ બંનેયના સ્વભાવાનુસાર કાર્યક્ષેત્રો જુદાં પડેલાં છે; એમ ન હોત તો અત્યહારથી સારાય જગતમાં વધુ પ્રમાણમાં સ્ત્રીઓ પત્નીઓ, ને ગૃહિણીઓ તરીકે રહી છે તે રહી શકત જ નહિં. પતિપત્નીના બંધનમાં પ્રેમની અધિનતા છે, બળજબરી નથી. આ સંસારમાં સૌથી નિકટનું ને સૌથી ઉત્કૃષ્ટ

એવું કંઇક વધુ સુન્દર પ્રેમનું સ્વરૂપ જો આપણે જોઈ શકીએ, તો એ માત્ર સ્ત્રીઓમાં છે; અને એ સ્ત્રીઓમાં યે સૌથી નિકટનું તો પત્ની તરીકે જ્યહારે એ પ્રકાશે છે ત્યહારે જ જણાય છે. એ પ્રેમમૂર્તિ પત્ની વિના, પુરૂષ અંગ પાંગળું છે; અને એ પતિ વગરનું સ્ત્રી અંગ અધુરૂં છે એ સ્પષ્ટ છે. એટલે જ પતિપત્ની એ આ પૃથિવીમાંનું એક પ્રેમ સ્વરૂપ છે. એમાં ક્લિષ્ટતા ન જ આવવી જોઇએ: લગ્ન નામક, પ્રેમ યજ્ઞમાં સ્વાર્થની તિલાંજલી અપાય છે; વ્યક્તિત્વ જૂદાં હતાં તે એક થવાના પ્રગતિ પંથે ઉભાં રહે છે. એમાં પછી મ્હારૂં ત્હારૂં એ વસ્તુના પ્રશ્નો જ ક્યહાં રહે છે? કે સ્વતંત્રતાની આવશ્યકતા જણાય? આવી જાતનું એ પતિપત્ની જીવન નિષ્કંટક રહે એ માટે ઉત્તરોત્તર કુદરત પણ એમના સ્વાર્થને ધીમે ધીમે સંલગ્ન બનાવતી જાય છે. સંતતિ – એમાં બંનેયનો સ્વાર્થ એક બની જાય છે; અને એથી એ પ્રેમ પરિણામની અવધિરૂપ સંસારમાં ક્યહાંયે છુટકારાનો અવાજ આવવો મૂશ્કેલ છે. આપણો સંસાર અને સમાજ જો આજસુધી અબોલ રહ્યો હોય તો તેમાં એ એક આ દૃઢિભૂત બનેલ ભાવી જીવનનો પ્રતાપ છે.

પશ્ચિમના સ્વચ્છંદી વાતાવરણમાંથી એ એક ઉચ્છૃંખલ અવાજ આવે છે, કે સ્ત્રીએ લગ્ન કરી પત્ની બનવાની જરૂર જ શી છે? શા માટે સ્ત્રીએ એમ આધીન બની પોતાનું વ્યક્તિસ્વાતંત્ર્ય વેચી દેવું જોઇએ? આ અવાજમાં પ્રેમ નથી; સ્વાર્થ સમાયો છે; અને સાચે જ એવા અવાજવાળાં પત્ની બનવાની ઇચ્છા ન જ કરે એ દેખીતું છે. તેઓ સ્ત્રીત્વ શામાં સમાયેલું જુવે છે, એજ સમજાતું નથી. એમને ગૃહિણી બનવું નથી, એમને પત્ની બનવું નથી, એમને માતા બનવું નથી: એમ કુંવારા જ રહી – એઓ કયે રસ્તે ઉન્નતિ સાધવા માગે છે? એનો ઉદ્દેશ જો કહેવા માગીએ તો સ્પષ્ટ શબ્દોમાં ઉચ્છૃંખલતામાં રહેલી સ્વચ્છંદતા એજ નામ આપી શકીએ. કોઇ નહિ માને કે પ્રબળ સંયમીઓ એ બધાંય હોય, અગર એ તરફ એમનું

લક્ષ્ય પણ હોય, ત્યારે બ્રહ્મચર્ય વગરનું કૌમાર એ ઘોર પાપ જ છે ને ? એમ કરી જો તેઓ સ્ત્રીત્વને શોભા આપવાની અગર સ્વતંત્ર બનાવવાની ધગશ રાખતાં હોય એમને છેટેથી રામરામ કરવા ઘટે છે. એમ કરી તેઓ સ્ત્રીત્વનો દુરૂપયોગ કરે છે; સ્ત્રીત્વને કલંકિત કરે છે. આપણો સ્ત્રીવર્ગ આવું ન ઇચ્છે એ મ્હારી તો ખાસ યાચના છે. પત્નીધર્મપાલનના કઠોર પાઠ શીખી શીખી, જીવનમાં એકમેક બનાવી દઇ, ભારતવર્ષે તો એના લાભ નુકશાનનો ઉપરના નિર્ણય સાથે હિસાબ કહાડી રાખ્યો છે. એટલે રોકડો જવાબ આપવાની તૈયારી માટે વિચાર જ કરવો નહિ પડે. સ્ત્રીત્વને વેડફી નાખવાના-એ સ્વચ્છંદી વાતાવરણમાં આપણે ત્યહાં કોઇ ઉતાવળિયાં અંજાય નહિ એ ઇચ્છવાયોગ્ય છે.

પત્નીનો ધર્મ અઘરો છે; કારણ એને મર્યાદા છે. એને સંયમની દિવાલો છે. પત્ની એકની અને પતિ પણ એકનોઃ એ સીતા ને રામની જોડીનો આદર્શ આપણે ભૂલવો જોઈતો નથી. પતિને પત્ની પ્રિય હોય તો એનાથી બીજી પત્ની થાય નહિ; એને એમ કરવાનું કોઇ કારણ જ નથી. હા, રાજાઓના રાણીવાસો એકથી અનેક પત્નીઓથી ઉભરાતા હોય છે; એટલી રાણીઓની રાજાને આવશ્યક્તા હોય છે, એમ નથી. આપણે વાર્તાઓમાં વાંચીએ છીએ તો કહેવામાં આવે છે કે, એક રાજાને સો રાણીઓ હતી. તેમાં એક માનીતી હતી. એ સૂચવે છે કે પુરૂષને એકજ પત્ની હોય, બીજી ટોળે વળેલી રાણીઓ ખરૂં જોતાં તો રાજનીતિનાં કારણ બનેલી હોય છે. એટલે એ રાજકીય લગ્નસંબંધ સાથે સમગ્ર સમાજને વણી લેવો એ ઠીક નથી. સત્યવતી મનાતી એવી ઉત્તમ સ્ત્રી એકવાર એક પુરૂષની પત્ની બન્યા પછી, એને માથે પડતી અનેક મૂશિબતીઓને અબોલપણે સહી લઇ, વેઠી લઇ જીવન પુરૂં કરે છે; પણ એમના શબ્દોમાં કહીએ તો એ એક ભવમાં બે ભવ કરવા નથી ઇચ્છતી. શકુન્તલા કણ્વાશ્રમ છોડી દુષ્યંત પાસે ગઇઃ દુષ્યન્તે એનો અનાદર

કર્યો, પણ શકુન્તલાએ આવા અનાદરથી છેડા છૂટકાની આશા ન રાખી, કે એવી કોઈ ઈચ્છા યે ન કરી બેઠી. એકની પત્ની બની બીજાની આ જીંદગીમાં તો નજ બને, એ આદર્શને જીવનમાં ઉતારનારાં એવાં કડકધર્મ પાલન કરે છે એમની એ ઉત્કૃષ્ટતા છે. એમનામાં એ અલૌકિક ગુણો છે. એમનાં તપ અજબ છે, અને એથીજ તેઓ જગતનાં વંદનિય બની ગયાં છે. રામે સીતાને વનવાસ મોકલી; એવી બહિષ્કૃત થયેલી આજની પાશ્ચાત્ય પ્રદેશની કેટલી રમણીઓ એવા પતિઓની પત્નીઓ રહેશે? અને એને એ કાર્યને અન્યાયી નહિ ગણી કાઢે? અને એનાપર અદાલતનાં આમંત્રણ નહિ મોકલે? નળ જેવા નિર્ધન, ને નિર્દય બનેલ પતિની પત્ની રહેવાને યુરોપમાં કેટલીક સ્ત્રીઓ ખુશી હશે?

હા, થોડા સમય પૂર્વે એક જર્મન જુગલની વાત બહાર આવી હતી. કોઇ ગુન્હાસર એક પુરૂષ જીંદગીભર જેલમાં ગયો. એવા જેલ ગયેલાની પત્ની રહેવાથી એ કુટુમ્બ માટે હલકા વિચારો લાવી લોકો ઉપેક્ષા કરે, એ આળથી બચવા પોતાના જ જેલ જતા પતિની આજ્ઞાને અનુસરી એક પત્નીએ છેડા છૂટકો લીધો હતો; પણ ભાગ્યવશાત લાંબા જેલવાસ પછી સારી વર્તણુકના કારણે જેલની મુદતનો અંત આવ્યો, ને એ છુટો થયો: પરન્તુ જગતના આશ્ચર્ય વચ્ચે પેલી પત્નીએ એ પતિને હર્ષાશ્રુની વરમાળ પહેરાવી પુનઃ લગ્ન કર્યું. જેમાં એનો પુત્ર પ્રથમ લગ્નનો પણ હાજર હતો.

આ ઉપરથી એ તાત્પર્ય નીકળે છે કે જ્યહાં પતિને પત્નીના આદર્શો મૂર્તિમંત છે ત્યહાં એ જીવન સર્વોત્કૃષ્ટ છે; એની સામેનાં આળો ને ફરિયાદો એકંદર નિર્જીવ લાગે છે.

પતિ પત્નીમાંની જુદાઇ એને હું ગુમાચરણ ગણું છુ. જગતને દેખાડવા, મર્યાદાનો ભંગ જગત ન જોઇ જાય એ ડરથી અમુક શિષ્ટાચાર સાચવી અંતરમાં અંતર રાખનાર પતિ અગર પત્ની

પાપાચરણુ કરે છે; એ જો જોવું હોય તો એક યુરોપિયન ડોક્ટર પોતાના તપાસેલા એકદાખલાને માટે આમ ઉકેલ કરી બતાવે છેઃ–

"નિર્માલ્ય બાળક લઇ દેખાડવા આવનાર એક સ્ત્રી, મ્હને સંપૂર્ણ તંદુરસ્ત, સુંદર કલેવરવાળી ને ચતુર લાગી; ને શંકા થઇ કે આ માતાનું બાળક આવું ન હોવું જોઇએ. ત્યારપછી એના પતિને તપાસ્યો પણ પતિ યે એવો પત્નીના જેવોજ દરેક રીતે સંપૂર્ણ લાગ્યો. ઉંડી તપાસે શોધતાં એ જડયું કે પતિપત્ની તરીકે રહેનાર એ સ્ત્રીપુરુષ એકબીજાને અંતરથી નહોતાં ચાહતાં. કુદરતના નિયમના જોરે વાસનાના પરિણામરૂપ બાળક એવુંજ રોગી હોવું જોઇએ એમ સાબીત થયું." આ બધું સમજતાં આપણે એ નિર્ણય પર આવી શકીએ છીએ કે પતિપત્નીની માનસિક એકમયતાનો આધાર એમના વિજયને, સફળતાનો મૂળ પાયો 'પ્રેમ છે.' અરસપરસ્પરના પ્રેમને અહિં પ્રથમ સ્થાન છે. એના અભાવે એમનાં જીવન જૂદાં થવા પ્રેરાય, કે થાય એ મનાય છે. માટે જ મનુસ્મૃતિમાં એક ઠેકાણે કહ્યું છે કે 'પતિ પત્નીનો મૃત્યુ પર્યન્તનો અવ્યભિચાર એજ એમનો ધર્મસાર છે.' આ વ્યભિચાર એટલે જુદાઇ: એ એક થયાં જુદાં ન થઈ શકે, ને ન થવા પણ ઇચ્છે એટલી હદ સુધી જો એક મયતા સધાઇ હોય તો પતિ–પત્ની શોભે છે. એમ થવાથી, એમનાં ગૃહસ્થ ગૃહિણીપદ માતપિતાના ધર્મો વિગેરેમાં એમની ચિત્ત સ્થિરતાથી સમ્પૂર્ણ પણે તેઓ શોભી શકે છે. એવાં જીવનનાં પગલાં જગત વધાવે છે. માટે એવા આદર્શવાળાં બનવાની મહેચ્છા રાખવી, એમાં જ પત્ની, ને પતિની મહત્તા છે આત્મા જેનો એક છે, એવાં પતિ પત્ની વિભક્ત ન જ બની શકે એતો ઠીક, પણ એવીજ પંક્તિની સતીઓ વિધવા બનતાં અન્ય પુરૂષની સાથે પુનર્લગ્ન કરવા તૈયાર થતી નથી. આપણે ત્યહાં વિધવા લગ્નને વખોડવામાં આવે છે એનું મૂળ અહીં છે. હિન્દુ પત્નીના આદર્શ, જે વિચારતાં ઉત્તમ લાગે છે તે વિધવા લગ્નથી ભુંસાઇ જાય છે; ને વધુમાં સ્ત્રીને એના સ્વર્ગસ્થ

પતિ પર આત્મએકતા ન હોતી એ જગત આગળ ખુલ્લું પડે છે. માત્ર વાસના તૃપ્તિ માટે એ એને ચ્હાતી હતી; ને એ ભુખ ન મટવાથી અન્ય પુરૂષની પત્ની તરીકે બનવા ઇચ્છે છે. એમ સ્પષ્ટ થાય છે. એથી આવા ઉત્તમ પતિ પત્નીના યોગને દરેક વિવાહિત આદર્શના અજવાળે ચાલે, અગર ચાલનાર હોય તો પતિ કે પત્ની વિધૂર કે વિધવા થતાં પુનર્લગ્નનો ખ્યાલ પણ ન કરે એ આપણે સમજી શકીએ છીએ.

જોકે સંસારમાં વિહરતાં દરેક સર્વ સદ્દગુણ સંપન્નજ છે, સમ્પૂર્ણ છે, એ આપણે માની શકવા તૈયાર નથી જ: તો આપણે એ પણ ભુલવું જોઈતું નથી, કે પત્નીએ પોતાના પતિને પોતાના માટે દરેક રીતે લાયક, પોતાના સ્વપ્નચિત્ર જેવો ને પોતાને અનુકૂળ થઇ રહેનાર હોવો જ જોઇએ, એ ખ્યાલ રાખી એના તરફ બેદરકારી, અસંતોષ, કે કંટાળો લેવાની જરૂર નથી. એ તો સારીએ સૃષ્ટિનો નિયમ છે: પ્રતિકુળતાને અનુકૂળતા બનાવવાનો પ્રયાસ એ વિજયનું ચિન્હ છે. એવી પત્નીએ કાંતો પોતે એવા પતિને અનુકૂળ બનાવવા મથવું કે કાંતો પોતે જ એને અનુકૂળ બની જવું. આ સૂત્રને અનુસરવા કેટલીક સ્ત્રીઓ પોતાના પતિને વશ કરવાના અજ્ઞાનપૂર્ણ અખતરા કરે છે. યા તો પતિને પોતાની મુશ્કેલીઓ કહી કહી રંજાડયા કરે છે, કાંતો એનાથી રીસાઈ વિરોધ જણાવે છે. કાંતો ટાણાં મારી રસ્તા પર લાવવા ચાહે છે. એ રીતો તદ્દન મૂર્ખાઇ ભરેલી છે. પ્રથમ તો સ્ત્રીએ એજ જાણવું જોઇએ કે સ્ત્રી એજ પુરૂષને વશ કરવાને પુરતી જાદુગરી છે. સ્ત્રી એજ પુરૂષનું વશિકરણ છે. એનામાં એનાપણું હોય ને એ સાચી પત્ની હોય, તો પતિ એને વશ જરૂર થાય. સ્ત્રી પોતાનું બળ, જે એની પાસે છે તે હૃદયબળ 'પ્રેમ' પુરૂષના પત્થર જેવા હૃદય પર રેડે તો એ પત્થરમાંથી 'શીલાજીત' રસની ઉત્પત્તિ થાય છે. કે જે રસ મહા બળવાન હોય છે, એવા મહાબળવાન રસની ભોક્તા એ બની શકે છે; પણ જો એનો ઉપભોગ એને કરતાં

આવડે તો: પત્ની જો એનો ઉપભોગ, એ અનુકૂળતાનો ઉપભોગ કોઈ અશુભ વાંછનાઓ, ને હલકી માંગણીઓને માટે કરે, તો એનું એ પાપાચરણ છે. એમાં એનો વિજય ઝાઝો ટકતો નથી. આખર પરિણામ ખરાબ આવેછે. પતિ–પત્નીમાં એક એ વસ્તુની ખાસ આવશ્યક્તા છે. એક બીજાપરનો વિશ્વાસ; જો એ વિશ્વાસ વ્હેમના રૂપે પલટાય, તો અન્યોઅન્ય અસંતોષ ઉદ્દ્ભવે છે, ક્લેશ વધે છે; ને પોતાપરના બેવફાભર્યા વર્તનથી દિનપ્રતિદિન અંતર વધતું જાય છે; ને એનો જો અંત જલ્દી ન આવે તો એનું પરિણામ વિનાશમાં આવે છે. એમ જ્યહાં જણાય કે પતિ અમુક પગલું શંકાથી જાય છે, તો પત્નીની એ ફરજ છે, કે એવું ડગલું પુનઃ ન ભરવું. પુરૂષના એવા વર્તન માટે ભલે પત્નીઓ જાહેર વિરોધ કરી શકતી ન હોય, તો પણ કયી સ્ત્રીને એ સહી લેવા જેવું લાગે છે? એ સૌએ સમજી લેવાનું છે. યુરોપાદિ દેશો કે જ્યહાં સ્ત્રીઓ પુરૂષો જેવી ઉડતી છે. ત્યહાં પરિણીત જોડાઓમાં પણ આ વહેમ, ને તે પણ આચરણ વિષેનો જો ધુસી જાય છે, તો પરિણામ છેડા છુટકામાં આવે છે, એ ખાસ ખ્યાલ રાખવા જેવું છે.

પત્નીએ પતિના દરેક સંસાર વ્યવહારને પોતાનો માન્યો છે; એટલા માટે એને ચલાવવાને પોતાની ફરજ ન ભુલાય, એ પણ જોવું જોઇએ. પતિના ગૃહને પોતાનું માની ગૃહિણીપદ શોભાવવામાં પત્ની નામની મહત્તા છે. એ વિષે અગાઉ ઘણી વખત કહેવાયું છે; એટલે ટુંકમાં કહેશું કે પત્ની જો પોતાનો ધર્મ સમજે તો એ પતિના હૃદયની રાણી છે. અને એવું એ જોડું જીવનસહકાર સાધતું આ સૃષ્ટિમાં સ્વર્ગસુખ ભોગવી શકે છે.

ગુજરાતના મહાકવિ શ્રી ન્હાનાલાલ શીયળ સાચવવાનો સદુપદેશ કરતાં કહે છે કે:—

"ઓ રસતરસ્યાં બાળ! રસની રીત ન ભૂલશો,
"પ્રભુએ બાંધી પાળ, રસ સાગરની પૂરમથી"

પતિ કે પત્ની સંસારના ઉપર કલ્પ્યાં સ્વર્ગસુખ ભલે ભોગવે, એમાં બાધ નથી; પરન્તુ એ સુખ, સુખ તરીકે ત્યહાં સુધી જ રહે છે કે જ્યહાં સુધી એને મર્યાદા છે. જેમાં સંયમને સ્થાન છે, એવા રસ સાગરની પાળ મસ્તીમાં ભૂલ ખાઈ તોડવાના પ્રયાસો જાણે અજાણે પણ ન થાય. એને માટે સાવચેતી આપવાનું એ કવિકથન ખરે દરેક સ્ત્રી પુરૂષે જીવનમાં જોડવું જોઇએ છે.

ભારતવર્ષની પરાધિનતાને મૂખ્ય કારણો ગમે તે હોય; પણ છેલ્લે એક વ્યક્તિના દોષે એમ થવા પામ્યું છે. એમ એક દૃષ્ટિ કહે છે. પૃથ્વીરાજ ચૌહાણ સંયુક્તાનું હરણ કરી લાવ્યો. ત્યહારથી એનામાં દિનપ્રતિ દિન એ વીરપુરૂષ આસક્તિ વધારતો ગયો. સંયુક્તાએ પણ પાછું વળી ન જોયું. રાજકારોબાર સંભાળવો એ પૃથ્વીરાજ ભૂલ તો ગયો. માત્ર એકજ સંયુક્તાને સંભાળી બેસી રહેવા લાગ્યો. એટલામાં શાહબુદ્દિન ઘોરી ચઢી આવ્યો. સાત સાત વખત માર ખાઈ ગયેલને આજે અંધેર લાગ્યું. મહાસંગ્રામીઓએ પૃથ્વીરાજની નિંદ્રા ઉડાડવા પ્રયત્નો કર્યા. પણ પૃથ્વીરાજને કાને યે વાત પહોંચે તેમ ન હતું. આખર કહેવાય છે કે ચંદ બારોટે હિમ્મત કરી એની નિર્લજતાને પ્રહાર કરતાં કરતાં વસ્તુસ્થિતિ સમજાવી, શૂર ચઢાવ્યું. પરન્તુ છેક છેલ્લી ઘડીએ જાગેલ પૃથ્વીરાજે પોતાના વિનાશને વહોરી લીધો હતો. આવા પ્રસંગો વિરલ હોય છે. તોયે ભયંકર છે. ભારતવર્ષની પરાધિનતાનું કારણ આજેય તે કેટલાકો પૃથ્વીરાજને સંયુક્તાના સંયમહિણ સંસારને ગણે છે. એ એક જાતની હાની ઉપરાંત એવા અનેક દોષો મર્યાદા ભંગમાં સમાયા છે.

"વનમાં વરસે મેહ, ઘોમ ધખે વૈશાખ,
નિત્ય વધારે નેહ, સારસડાંની બેલડી."

"સુખે દુઃખે નિશ્ચલતાની મતીગતી" પ્રેમપ્રતિજ્ઞા, કહો કે લગ્નપ્રતિજ્ઞા કહો, પતિ પત્નીમાં વિકૃતિ ન જ હોવી જોઇએ.

ઉલટું એવા તો એક બીજાને હુંફ આપવા સંકોચ ઓછો થઈ નિકટ પણું વધવું જોઇએ.

" માંડી મનના મહેલ, જીવનાં સિંહાસન કરી,
પધરાવી અલબેલ, સ્વામીને સ્વીકારજો."

એક પછી એક કડીઓ આપણા પત્નીઆદર્શને વધુ દઢ બનાવવા પ્રયત્ન કરતી દેખાય છે.

એવી ભાવનાઓભર્યા જીવન જીવનાર આપણને ઉદાહરણ-રૂપ બનવાને અધિકારી થયાં છે. પણ આપણા બીજાને ઉદાહરણ-રૂપ બને એવાં જીવન જીવવાં એ દરેકની ફરજ છે. એમ પતિપત્નીની એ કડક ફરજ છે કે આપણો ઉત્તમ આદર્શમય જીવનનો દાખલો લઇ બીજાના સંસાર સુધરે માટે પત્નીએ પોતા પર આવતાં અનેક-વાદળોને વટાવી, એકધારી અવિચલ ભાવનાઓમાં રમવું જોઇએ; હા, એવાં જીવન અઘરાં તો જરૂર છે; પણ અઘરાં હોય એટલે એની ઉચ્ચતાને પહોંચવામાં કશો અર્થ નથી એમ માની, આપણી સરળતા જ સાચવવા બેસીએ, તો એ રસ્તે આપણું પત્ની જીવન ક્યાં અને કેવે ઠેકાણે જઈ ઠરશે એનો વિચાર જરૂર કરવો ઘટે છે.

પત્ની જીવનમાંથી જેટલો અભેદભાવ નષ્ટ થશે, જેટલો પ્રેમ પ્રભાવ જામશે, તેટલું એ માનવ જીવનને આશીર્વાદરૂપ બનશે.



## માતા

આપણે ફરીથી સત્ય યુગ આણવો છે.

\+ + +

જ્યહારે હિન્દુસ્થાનમાં વીરનરો ને વીરાંગનાઓ પેદા થશે, ત્યહારે આપણે સ્વાશ્રયી બની શકીશું,

મહાત્મા ગાંધીજી

# માતા

દરેક જનની માતા કહેવાય છે; પણ જો તે માતૃધર્મ ન જાણતી હોય, માતૃત્વને યોગ્ય ન હોય, એના યોગ્ય એને કેળવણી ન મળી હોય, બાળજતનને ઉછેરથી અજાણ હોય, તો એને માતા કહેવી! એ એક મ્હારો પ્રશ્ન છે. સ્ત્રી જો બાળકને જન્મ જ આપી, પોતાની ફરજથી મૂક્ત થઇ, માતૃપદને યોગ્ય માનતી હોય, તો તે ભૂલ છે. એને હું જનની કહું, જન્મદાત્રી કહું, પણ માતા તો ત્યહારે જ કહું કે તે પોતાનો ધર્મ જાણતી હોય. આપણે ત્યહાં નઝર કરતાં જનનીઓ તો ઘેર ઘેર મળશે, પણ માતાના ઉચ્ચ પદને શોભાવે, એના ધર્મોને પૂર્ણપણે સમજે, ને વર્તે એવી તો અનેકે એક જણાશે. **જ્યહારથી આપણે ત્યહાં માતા માત્ર જન્મદાત્રી બની અટકી ગઇ છે, ત્યહારથી માતા પરનો પ્રેમ પણ પ્રમાણે ઓછો થતો ગયો છે.** માતાપિતાની આજ્ઞા માનો એ બાળકોને શિખાડવામાં આવતો **પરમબોધ** ભણાવવાની પૂર્વે જરીએ જરૂર નહોતી; એ શિખાડવાની કે ભણાવવાની વસ્તુ જ નથી; પણ શું કરે! માતાઓની મમતા ઘટી ને બાળકોની માયા મટી: જે કેળવણીકાર તરીકે બાળકોના મયમાં જીવનની ઉચ્ચતમ ભાવનાઓને પાય, જે પારણામાં પોઢતા બાળ–કુલને અદ્વિતિય જીવન ચારિત્ર્ય પાઠ પઢાવે, વીરત્વના વિચાર શ્વાસ લઇ, બાળકની ખીલતી અંગકળીમાં શૌર્યનાં તેજ પૂરે; ને જે જીવન ઘડીઆપી રસ્તાનું નિશદિન ભાન કરાવે, એની દુર્ગમ વાટયોને ભેદવાની નીતિ દર્શાવે, તે માતા–એની

આજ્ઞા બાળક તે કેમ ન માને? એણે તો આ દુનિયામાં આવી માત્ર માતા ને તે પછી પિતાના જ શબ્દો સૂણ્યા છે. ને સાચા માન્યા છે; એમના પર જેને સમ્પૂર્ણ શ્રદ્ધા છે, એ નિર્દોષ બાળક આ જગતમાં બીજા કોને માને, કે પૂજે? એથી એમાં આજ્ઞા પાલક કે આજ્ઞા પળાવનારા એ શબ્દ-પ્રયોગોનો ભાવાર્થ સ્પષ્ટ થતો જ નથી. જ્યહાં, માતપિતાનું માનવાનો સ્વભાવ જ ઘડાયો છે. ત્યહાં 'માતપિતાની આજ્ઞા પાળો,' એ શિક્ષણ અસ્થાને છે! એ મૂળ વાત કહી; પણ અત્યહારનું વાતાવરણ જુદું છે, ને એથી એવાં શિક્ષણ–સૂત્રોની જરૂર હોય તો કહેવાય નહિ, આ ઉપરથી આપણે સમજી શકશું કે બાળકના જીવનઘડતર સાથે માતપિતા કેટલાં ઓતપ્રોત છે. આથી માતાપિતા બાળકોના જીવનઘડતર માટે તદ્દન યોગ્ય બનવાં જ જોઇએ, એમની જેટલી એ માટેની ઓછી તૈયારી, એટલાં એ ઓછી લાયકાતવાળાં, ને એટલાં અધુરાં એમના બાળકો રહેવાનાં: આ ભયમાંથી બચીજવા આપણા સમાજની દરેકે દરેક વ્યક્તિને જરૂર છે. જેટલાં એ તરફ બેદરકાર એટલાં પ્રજાના ઘડતરના કાચા પાયાનાં એ પાપભાગી છે. માતાને માતૃપદ શોભાવે તેવી જાતનું શિક્ષણ—કેળવણીની ખાસ આવશ્યકતા છે. એના પર પ્રજાના ભાવિનો આધાર છે તો માતાએ પણ પોતાનાં આત્મપોષ્યાં બાળકોને પોતે જ પોતાની કાળજી નીચે ઉછેરવાં જોઇએ. એમને રગેરગે પોતે ઇચ્છેલી ભાવાનાઓ ઉગે એવાં શૌર્ય, બુદ્ધિપ્રભાવ પ્રગટે એવા વાતાવરણમાં એને રાખવાં જોઇએ. આપણે ત્યહાં શારિરીક કસરતો શું પણ બાળકોની શારિરીક કાળજી માટે દરકાર પણ ઓછી જ હોય છે. બાળકોને અમુક કારણસર જન્મ સાથે કેટલીક ખોડ હોય છે, તે તો ઠીક, પણ બાળકનું અમુક અંગ જો કોઇ કારણે નરમ પડી જાય, કે અશક્ત થઇ જાય, તો એને માટે ચિંતા તો બહુ જ રખાય છે, પણ એના ઉપાયો કરવાની કાળજી નથી લેવાતી. કેટલાંક બાળકો મુંગાં કે બહેરાં હોય

છે, તે જીંદગીભર મુંગાં બહેરાં રહે છે; પણ ખરૂં જોતાં એમની જો યોગ્ય સમયે યોગ્ય તપાસ કરાવી હોય તો કેટલેક અંશે એ મૂશ્કેલીમાંથી મૂક્ત થઇ શકે તેવાં હોય છે. આમાંથી બચવા માત-પિતાએ એ રીતે યોગ્ય ઉપચારો લેવા ઘટે છે. એ આપણે સમજી શકીએ છીએ. આંખ, કાન, પગ, નાક, હાથ વિગેરે અવયવોની ખોડોને જન્મ ખોડ માની, તેને અસાધ્ય સમજી બેઠેલાંઓ ગંભીર ભૂલ કરે છે. જો કે શહેરોમાં આ વાત કદાચ ઓછા પ્રમાણે બનતી હોય તેથી સારો દેશ એ રીતે ચોકસ રહે છે એમ તો નથી જ માની શકાતું; કારણ શહેરોમાં દેશ સમાઇ જતો નથી. આ ઝીણવટ માતાએ ખાસ જોવાની છે. બાળકમાં જો કાંઈ પણ ખોડ જેવું યે જણાય તો એને વધવા ન દેતાં તાત્કાલિક તપાસ કરાવી પોતાના બચ્ચાની ભવિષ્યની ખોડને ત્યહાંથી જ દૂર કરવી જોઈએ. એને શારિરીક કસરતનાં નાનાં મોટાં રમવાનાં સાધનો લાવી આપવાં જોઇએ, કે જેથી આપણને એમ લાગે કે એને ઇજા નહિ આવે; અને એને બીજા રૂપે કસરત તરીકે ઉપયોગી બને. પ્રથમ તો બાળકની શરિર સંપત્તિની જ કાળજી રાખવી જોઈએ એમ કરતાં એ જેમ જેમ મોટું થાય, તેમ તેમ તેને અનુકૂળ એવી રીતે શારિરીક ને માનસિક કેળવણીના વાતાવરણમાં ખડું કરવું જોઇએ. અહીં માતાએ પોતાની રગેરગે એક જ વિચાર રાખવાનો છે કે તે **માતા છે: બાળકને મનુષ્ય બનાવનાર એક અદ્દભુત કલાકાર** છે. આવી જ રીતે મહાન શીવાજીની મા જીજાબાઇએ **શિવ** નામના બાળકને હિન્દુ **ધર્મ**તારક મહાન **શિવાજી** બનાવ્યો હતો. હું તો એમ પણ કહું છું કે ભલે યુરોપાદિ દેશો પોતાની ભાવી પ્રજાને કેળવવા આધુનીક અનેક યોજનાઓ અમલમાં મૂકે, ભલે અનેક વિધ રીતો અખત્યાર કરે, ભલે ગમે તેવું વાતાવરણ એને માટે ઉભું કરવામાં આવે, ભલે એમની શારિરીક ને માનસિક કેળવણીનાં અણુઅણુ પ્રફુલ્લ બનવા સુવાસને સિંચવાના પ્રયાસો કરે, પણ

જો એ સર્વને પહોંચી વળવા અનેકવિધ કેળવણીના પદેપદે પાઠ શીખવતાં, જ્યહાં ચારિત્ર્ય, બળ, જ્ઞાન, શૌર્ય, તેજના તરંગો ઊછળે છે એવા મહાભારત અને રામાયણનાં મહાગ્રંથોનાં અભ્યાસને શિક્ષણ જો ભારતવર્ષનાં બાળકોને નિયમિત આપવામાં આવે, તો હિન્દુસ્થાને પ્રજા ઘડતરના પાઠ ઉછીના લેવાની કશીયે જરૂર નથી." જે પ્રજાનાં બાળકોના સંસ્કાર મહાભારતીય ચારિત્ર્યોથી ઘડાય છે; ને જેને રામાયણનાં રમકડાંથી રમવાનું છે, તે જગતની વિજયી પ્રજા કાં ન નિવડે?

આપણા માતૃપદે બિરાજનારે એ પદને આમ બાળકના મનુષ્યો બનાવી વિભૂષિત કરવું ઘટે છે.

માતાની દૃષ્ટિ ખુબ બારીક જોઈએ, કારણ કે બાળકના હલનચલન ને ભાવિ વલણને ઓળખી લેવાને એણે પોતાનું નિદાન કામે લગાડવું જોઇએ. એ થયા પછી એને બાળકને અનુકૂળ એવી જાતની કેળવણી આપવાની વ્યવસ્થા કરવી જોઇએ, કે જેથી એની અભિરૂચીને અનુસરી ભાવિનો પંથ પ્રકાશિત કરી શકે.

આપણે ત્યહાં સ્ત્રી માતા તરીકે સફળતા નથી મેળવી શકતી તેના નીચે પ્રમાણે કારણો છે. એમની જોખમદારીનું અજ્ઞાન, માતૃપદ માટેની અયોગ્ય ઉમ્મર, બાળઉછેર, ને ઘડતરની કેળવણીનો તદ્દન અભાવ.

માતા, ઘણે ભાગે પોતે જ બાળક હોય અગર હમણાં જ બાળખેલ છોડયા હોય, એવી બિચારીને કયી કેળવણીએ પોતાની જોખમદારીની સમજ પડે! એ પોતાના જ શરીરની સંભાળ, ને તંદુરસ્તીના વિચારોમાં અર્ધી થઇ જતી હોય, જ્યહાં પોતે જ અનેક નાની મોટી બિમારીઓમાં સપડાયલી હોય, ત્યહાં બાળકના શરીરની શી રીતે સંભાળ લઇ શકે? એ કયા અનુભવે કે અવલોકને બાળકનાં જતન કરી શકે? '**પ્રભુ જેમ તેમ મોટાં કરી દે એટલે બસ' એમ પ્રભુ વિનવણાં કરતી એવી કેળવણીના અભાવ**

**વાળી, ને અયોગ્ય ઉમ્મરની સ્ત્રી ખરેખર એક દયાજનક 'માતા' નામનું પાત્ર છે!**

એટલું જ નહિ પણ એવી માતાની પાછળ જોઈએ તો માલમ પડે છે કે એટલી ઉમ્મરે, અગર ભલે કોઇ ઠેકાણે મોટી ઉમ્મર હોય તો યે એના માથા પર મૂકાયેલા **કામનો બોજો જ માતાને, માતા તો શું પણ મનુષ્ય તરીકે નથી જીવવા દેતો.** એને પત્ની તરીકે પતિ પુજન વિધીની તૈયારીની કાળજી તો કોઇ અજબ હોય છે, એને માથે સામાન્ય રીતે જોતાં રસોઇ કરવી, પાણી ભરવું, વાસણો માંજવાં, કપડાં ધોવાં, ને દાણાદુણીની રોજીંદી સંભાળ, ઘરની દરેક સાફ સફાઇ, ઉપરાંત પતિના મિત્રો, મહેમાનો, સગાં-સબંધીઓના વહેવારો સંભાળવાઃ આ અનેક રંગી ફરજોમાં લદાયેલી સ્ત્રી, માતા તરીકે બાળક પર કેવી દૃષ્ટિ રાખી શકે તે આપણે સારી પેઠે સમજી શકીએ છીએ. એકવાર ઘર માથે પડયું, એટલે આપણો સંસાર તો સ્ત્રીને ચોવીસ કલાકના સતત શ્રમમાં દાટી દે છે; આવી મજુરવૃત્તિધારી સ્ત્રીઓ, આપણું માતૃપદ ન શોભાવી શકે એ ચોકખું છે. હવે આ બાબત ઘણી જ વિચારવા જેવી છે. એક તો આપણી સ્ત્રીઓનો આ બોજો ઉપાડી લેવાની આપણી હાલમાં જરીએ તાકાદ નથી; આપણી ગરીબી એ મુખ્ય કારણ છે. પુરૂષો બહારના વ્યવસાયમાં ગુથાયલા રહે; એટલે એ તો ન ઘરકામને ઉપાડી શકે કે ન તો બાળક તરફ ધ્યાન આપી શકે. આમ ને આમ જો ચાલે જાય તો આપણે ઇચ્છીએ છીએ એવી પ્રજાકેળવણી ન જ અખત્યાર કરી શકીએ. આને માટે તો દરેક ગૃહસ્થ ગૃહિણી પોતે જ પોતાની ગૃહવ્યવસ્થાને બુદ્ધિપૂર્વક, પોતાની માતા પિતા તરીકેની ફરજો અદા કરવા વિચારે; ને કામ લે તો જ પત્તો લાગે એમ છે. માટે દરેક પોતાના સંયોગોને અનુસરી સ્ત્રીથી માતૃધર્મ પળાય એવો પ્રબંધ કરી લેવો જોઇએ છે. યુરોપિય કુટુમ્બોમાં સ્ત્રીને માતા તરીકે સફળ થતી જો જોતાં હોઈએ તો પ્રથમ તો એમના ઓછા સંસાર બોજાને જ એ આભારી છે. એ આપણે કબુલ કરવું પડે છે.

આ ઉપરથી આપણે કહી શકીએ કે આપણે ત્હાં સ્ત્રીઓ જનનીઓ તો છે, પણ માતાઓ ઓછી હોય છે. એમાં માત્ર સ્ત્રીઓનો જ દોષ કહાડી બેસી રહેવામાં આપણે અન્યાય કરીએ છીએ. આપણે ત્હાં એ માતાને નથી કોઇ જાતની **માતાની ફરજોની તાલીમ** અપાતી, કે નથી કોઇ રીતે કામના બોજામાંથી અળગી કરાતી, એટલે સંતતિની હારાવલી વચ્ચે ઊભેલી એ જનની મુંઝાય એ ચોક્ખું છે. આપણાં ખેડુતજીવન જોઇએ, ત્હાંએ ચોક્ખા હવા પાણીના લાભથી કદાચ શરિર સંપત્તિ સારી હશે; તો પણ કામ તો એટલું કે એ યંત્રવત્ ચાલતી ખેડુતસ્ત્રી બાળકોને ગમે ત્હાં ફેંકી ચાલતી થાય છે, તદ્દન ગરીબ વર્ગનું તો **મજુરી** .એજ **જીવનાધાર** હોવાથી બચ્ચાંની દરકારે ક્યહાંથી કરે ! આમ હોવાથી જ, આપણો ગરીબ વર્ગ જ્યહાં પડયો છે, ત્હાંનો ત્હાં જ છે. આપણા આગેવાનો આપણા મહાપુરુષો, આપણા લોકસ્રષ્ટાઓ, આપણા બુદ્ધિશાળીઓ, આપણા અધિકારીઓ, આપણા સાક્ષરો, આપણા વિદ્વાનો એ સૌ શ્રીમંત, ને છેલ્લે મધ્યમ વર્ગમાંથી જ ઉતરી આવે છે. પણ તપાસતાં એમ નથી જણાતું કે અમુક કોળી, ભીલ, અંત્યજ, કે એવી કોઇ જાતમાંથી નર રત્નો આપણે મેળવી શકયાં હોઇએ. જ્યહારે બીજા દેશોમાં દરેક મનુષ્યો માટે દરેક તક હોય છે; એ અનુકૂળ એવા ક્ષેત્રમાંએ ગરીબ રત્ન ઝળકી ઊઠે છે. આપણે ત્હાં ગરીબોમાં એ શકતી નથી એમ તો ન જ કહેવાય, પણ એ તક એમને નથી મળતી. માત્ર જીવનનિર્વાહ અર્થે જ જીવન વ્યતિત કરતાં માતપિતા એમનાં બાળકો માટે કંઇ ન કરી શકે એ સ્પષ્ટ છે. આપણી અસંખ્ય વસ્તીમાં અસંખ્ય ઝવાહરો છે, એ ત્હારે જ શોધી શકાય કે જ્યહારે માતપિતાને નિર્વાહ સાધનો માટે કાંતો ઓછી કાળજી રાખવી પડે, કે કાંતો દેશ એમનાં બાળકોને વધાવી લે. ઉપરની વાતની સાબિતી માટે મુંબઇ અને બીજાં શહેરો છોડી ગામડાંમાં જાઓ. એક સ્ત્રીઉપયોગી ભાષણ માટે સ્ત્રીઓને આમંત્રો, કોણ અને કેટલાં આવે છે, કયી જાતની સ્ત્રીઓ આવે છે એ તો તપાસો ?

આમ સૌ સ્ત્રીઓને માતૃગુણો પરિધાન કરવાની તક આપવાની આપણી ફરજ છે; એને માટે આપણે દરેક તૈયારી કરવી ઘટે છે. શહેરોની સ્ત્રી સંસ્થાઓનું એ દીર્ઘક્ષેત્ર છે; દેશનાં પોષણ મેળવી ગામ–ગામે સ્ત્રી કેળવણીનાં બી રોપાવાં જોઇએ; એ વસ્તુ અત્યહારે અઘરી લાગે છે; પણ એ કરે જ છુટકો છે. એ આપણે ભૂલવું ન જોઇએ.

એ થઇ આપણા ગરીબવર્ગની વાતઃ આપણા શ્રીમંતોની પરિસ્થિતિને જોતાં પણ આપણી નિરાશા ઘટવાને બદલે વધે જ છે. શ્રીમંત સ્ત્રીને ન તો પતિપૂજન વિધીની તૈયારી કરવાની હોતી, કે નતો બીજી કોઇ એટલી બધી ઉપાધીઓ હોતી, છતાં મ્હારે ચોકખું કહેવું પડે છે કે શ્રીમંત સ્ત્રીઓ પણ **માતૃપદને શોભા** આપી શકતી જ નથી એ એમની નિષ્કાળજીનું જ પરિણામ છે; એ એમની અજ્ઞાનતાનું જ પરિણામ છે. શ્રીમંત હોવા છતાં સંસ્કારી કેટલાં હોય છે, માતૃ ફરજોનું કેટલું ભાન હોય છે, માતા તરીકે બાળકોનાં જતન, ઉછેર ને ઘડતર માટે કેટલી ઉત્સુક હોય છે, એ સર્વ જોતાં કંટાળો આવે છે, માત્ર મોજશોખ, ભપકા, ને શેઠાણીપદ સાચવવાને પ્રયત્ન કરતી એ માતાઓ પોતાનાં સંતાનોને કોને વશ રાખે છે, એ આપણે જાણીએ છીએ. બાળક જન્મ્યું એટલે એને માટે જુદી આયા કે ધાટણ સાથેસાથે નિર્માણ થઈ જ ચુકી હોય છે. એ આયા કે ધાટણના ચારિત્ર્ય, ગુણો કે હોંશીયારીની જરીએ તપાસ વગર, પોતાનું બાળક એની છાયામાં મૂકી દેવામાં આવે છે; ચોવીસે કલાક એનાં પાસાં સેવન કરી, એ બાળક મનુષ્ય બનવાને કુદરતને આધીન થાય છે, એ વયમાં મોટું બનતું જાય છે, ઉંચું બનતું જાય છે, ને એમ ઉછરેલું પુરૂં મનુષ્ય તરીકે ઊભું રહે છે; પણ એ મનુષ્યના સંસ્કાર, એનાં સેવન ઉપર છે એવાં જતન એ માતા કહેવડાવનાર સ્ત્રીએ, જરીએ આંખમાં નથી રાખ્યાં હોતાં. માત્ર બાળકનો રડવાનો અવાજ ન સહન થતાં ધાટણ કે આયાને ધમકાવી પોતાની ફરજને

અદા કરતી એ, ધનિકમાતાઓએ પોતાની એ ગંભીર ભૂલ હવે સમજી જવી જોઈએ છે. માતાના અદ્વિતિયપદ માટે ઝંખના કરતી સ્ત્રી જાતિ એને શોભાસ્પદ બનવા જરૂર આતુર રહેવી જોઇએ. આ પૃથ્વીમાં પોતાનાં બાળકો કંઈ અજબ પ્રભાવ પાડે, તેવાં ઘડવા શ્રીમંત માતાઓ જરૂર ભાગ લઈ શકે છે. તેઓને બીજી જોખમદારી ઓછી હોય છે. એ પ્રમાણમાં તો એમણે એ બાબતમાં ઘણું લક્ષ્ય આપવું ઘટે છે. બાળઉછેરના ને જતનના અને બાળકેળવણીના પાઠો એમણે પોતે સમ્પૂર્ણ પણે સમજી એનો અભ્યાસ કરી, એ રીતે પોતાની પ્રજાને પોતાની અમોલી ભેટ તરીકે, દેશને અને જગતને આપવાને અભિમાન ધરાવવું એવી આકાંક્ષાએ અનુસરી વર્તવું જરૂરી છે, પ્રભુએ આપેલ સુખ સાધનો ને સગવડોનો ઉપયોગ સાચી માતા બનવામાં કરી લેવો એમાં આપણી બુદ્ધિની ચપલતાને આપણે ન્યાય આપીએ છીએ. પોતે આટલાં છુટાં હોવા છતાં શા માટે આપણાં સંતાનોને આપણે જ ન તૈયાર કરીએ ? એ પ્રશ્ન જ આપણું અર્ધું પાણી ઊતારી દે છે. ગરીબ સ્ત્રીઓ સતત શ્રમ ભરી હોવા છતાં બાળકોની બની શકે તેટલી માવજત કરે છે. ફુરસદ ન હોવાનું એમને કારણ છે; છતાંય ધનિકો કરતાં એ વધુ સારી ફરજ બજાવે છે. આટલા બોજાની પણ દરકાર ન કરતી એ માતા ધનીક માતા કરતાં ઉચ્ચ પદે બેસી શકે, એની કોણ ના કહે ? શ્રીમંત માતાની તો એથી અધિક ફરજ છે, પોતે જ પોતાની સંતતીને સૃજવી એમાં જ મહત્તા છે; એમાં જ વિજય છે, અને એ ધ્યાનમાં લઇ પોતાના માતૃધર્મ અને માતૃપદને ન્યાય આપવો એ શ્રમની વાત ન માની, આદર્શ માતા બનવાનો નિશ્ચય કરવો જોઈએ છે.

આ સર્વ વાતો કરતાં યે વધુ અગત્યની બાબત તો એ છે, કે સંતાનોને મનુષ્ય ઘડવાની આકાંક્ષા જેનામાં જાગી છે, તેવી માતા પોતાનું જીવન એ બાળકને ભવિષ્યમાં જેવું જોવા માગતી હોય તેવું બનાવવા વિચાર બળને ચારિત્ર્ય બળ પોતે ભેગું કરવું જોઇએ. પોતે

એટલી બધી કાળજી રાખવી પડે છે, 'રખેને ક્યાંયે પોતાની ન્હાનકડી પણ ભૂલનું પ્રતિબિંબ બાળજીવનમાં પડી જાય ને બાળકના જીવનમાં ભયંકર દોષ રૂપે દેખા દે તો પોતાના ચારિત્ર્યને કલંક લાગે!' આવી જેનામાં અગમચેતી ને ફીકર હોય એવી માતા જ આ માનવ-મહાપ્રદર્શનમાં કોઈ અજબ પ્રભાવશાળી સંતાનોને મૂકી પોતાની કિમ્મત અંકાવી શકે; પરન્તુ આપણામાં હજૂ એવાં બાળકો ઉત્પન્ન કરવાનો કોઇને ખ્યાલે ઘણે અંશે નથી જ હોતો; ત્હાં એના માટેની વિચારસામગ્રી ને ચારિત્ર્યઘડતરની પોતાની તૈયારી જ ક્યહાંથી હોય! એ ભારતવર્ષના પુરાણા ઇતિહાસને પાને ઝળકતી એ આદર્શ માતાઓ આપણને ક્યહારે વિભૂષિત કરશે?

મેવાડપતિ રાજસિંહ એક વખત ચિન્તાગ્રસ્ત બેઠો હતો. માતાએ એની ચિન્તાનું કારણ પૂછ્યું રાજસિંહે કહ્યું "માજી! રૂપનગરની કુમારીને તેના પિતાએ ઔરંગઝેબ બાદશાહને ખુશ કરવાની ક્ષુલ્લક સ્વાર્થ-અંધતાએ પરણાવી દેવાને નક્કી કર્યું છે. રાજકુમારીએ મ્હને પત્ર મોકલ્યો છે, કે મ્હને જ એ પરણવા માગે છે. મુસલમાનોને હાથ જવા નથી ઇચ્છતી. જો હું એને ન લઈ આવું તો મ્હારી લાજ જશે, ને તે આપઘાત કરશે. માજી! આ ધર્મ સંકટ કેમ દૂર થાય? એક તરફ બાદશાહના પ્રચંડ સૈન્યસાગર સાથે આપણી શી તાકાદ કે આ બાજીમાં ફાવીએ? અને એમ કરી, ન જોઇતો ક્લેશ વહોરી આપણી પ્રજાને પીડારૂપ થઇ પડવું, અને પ્રાણ સમ પ્યારા રાજપુતોની આત્મ આહુતીઓ આપી, આપણે ભયમાં આવી જવું તે, અને બીજી તરફ જે બાઇએ મ્હને જ આત્માર્પણ કર્યું છે, જેણે મ્હારૂં જ શરણ માગ્યું છે, જે મ્હારી પત્નીજ થઇ ચુકી છે, તે બાળાનું શિયળ મ્હારા જોતાં મુસલમાન અભડાવે! મ્હારી જ પત્નીને હુ આંખ આડા કાન કરી હરણ થતી જોઇ રહું! માજી! હું મુંઝાયો છું. રસ્તો નથી સુઝતો જો કે એક સ્ત્રીને માટે દેશનું બલિદાન આપવું, અનેક સ્ત્રીઓના

શિયળને ભયમાં લાવી મૂકવું, એકને ઠેકાણે અનેકને રંડાવવી એ પ્રશ્ન મ્હને કંઇક તુલના કરી કામ કરવા જેવો લાગે છે." રાજમાતાને આ સાંભળી અંગે અંગમાં જવાળાઓ ઊઠી. એની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા, એના મુખ પર વિકાળ કેસરીઆણીની ભયંકરતા છપાઇ, એનું શરિર ધ્રૂજવા લાગ્યું.

'રાજસિંહ ! ધિક્કાર છે મ્હને કે ત્હને જન્મ આપ્યો, કે જે આવી વણિક-તુલના, આવા અણીના સમયે કરે છે. ધિક્કાર છે, રાજસિંહ મ્હારા જીવનને, ને ધિક્કારે છે મ્હારી તાલીમને, ખરેખર ત્હને હું રજપુત ન બનાવી શકી. એ માટે હું શરમાઉં છું. હા ! હા ! પણ એનું કારણ મ્હને યાદ આવે છે, હું એક વખત બહાર ગઇ હતી તે વેળા ત્હું રડવા લાગ્યો, મ્હારી સખ્ત તાકીદ ને મના છતાં એક દાસીએ ત્હને ધવડાવ્યો, હું એટલામાં આવી પહોંચી, ને વાત જાણતાં ત્હને ઉંધે માથે લટકાવી પીધેલું દુધ ઓકાવ્યું હતું. પણ હા ! એની માઠી અસર હું આજે ત્હારામાં જોઉં છું. રાજસિંહ એનું જ આ બુરૂં પરિણામ છે. ત્હું તુલનાના વિચાર કરવા બેઠો છે; પણ હું માનું છું રાજસિંહ ! એ પ્રસંગ સિવાય કોઇ બીજી રીતે મ્હને ધ્યાન છે. ત્ય્હાં સુધી હું ત્હને મ્હારો પુત્ર બનાવતાં, રાજપુત બનાવતાં નથી ચૂકી. એની અસર જરૂર હવે ત્હને થશે, થા ઉભો ! શિરને ઝુકાવી દે. કર દેશ અને દેશની કીર્તિને ઝળહળિત. આપણા વિનાશને અટકાવતાં કીર્તિનો વિનાશ ન થાય એજ આપણે તો જોવાનું છે. ચાલ્યો જા."

આ રાજપુતાણીઓનાં ઉદાહરણોમાં આપણને શું ચેતન મળે છે ? આપણી માતૃજ્યોતની જ્વલંત ને ઉદાત્ત ભાવનાઓનાં ભવનો ખડાં થાય છે. આપણી તિક્ષ્ણ ધાર પર ચાલતી માતૃ પદાવલિ તરફ લક્ષ્ય ખેંચાય છે. એવી માતાઓ જ્યહારે હતી, ત્યહારે ભારતવર્ષ કેવું હતું એ કહેવું જ નથી પડતું; અને એવી માતાઓ

થશે ત્યારે ભારતવર્ષ કેવું થશે! એ સ્વપ્ન પણ ભૂતકાળનું ઉજ્વલ પાનું સાક્ષીભૂત રાખી આપણને ઉદબોધે છે. પ્રભુ! **આર્યાવર્તનું માતૃપદ શોભાવજે! ત્હેં એને પેટે જન્મ લઈ એ અનેકવાર ઊજાળ્યું છે, એવી અમારી માન્યતા છે. પ્રભુ! એ સાચું યે હોય તો શું ખોટું છે! આવી માતાઓને પેટે ત્હું યે જન્મ થઈ કૃતકૃત્ય થાય છે!**

મહાત્મા ગાંધી આજે દેશના પૂજ્ય પુરૂષ છે; એમના વડે કસ્તુરબાએ પૂજ્ય છે; એમનાં યે તપ ઓછાં નથી. પૂજ્ય બનવાની યોગ્યતા એમણે પ્રાપ્ત તો જરૂર કીધી છે. પરન્તુ ગાંધીજીને પૂજતાં પહેલાં એમનું જીવન ઘડનાર એમનાં સ્વર્ગસ્થ માતાજીનો ખ્યાલ આવે છે. જે માતાએ દેશને ગાંધીજી જેવા મહાન પુરૂષની ભેટ કરવા, એના ઉચ્છૃંખલ જીવનમાં અમી રેડ્યું. કુસંગમાં વહેતા બાળકને વાત્સલ્યભાવે જીતી લઈ, એના ગાંધીજી ઘડ્યા એ માતા, ગાંધીજી અને કસ્તુરબા કરતાં યે વિશેષ પૂજ્ય છે. ગાંધીજીની ઘડનાર એ માતા આપણો આદર્શ બને તો ગાંધીજી જેવા નરરત્નો જરૂર પાકે; ને દેશની પરાધિનતાને વિજય સ્વરૂપે ઝળકાવે. એ મોઘું માતૃપદ ગુમાવતાં આર્યાવર્ત આજે પાંગળો બન્યો છે. કહો કે એને પક્ષપાત થયો છે.

આનું મૂખ્ય કારણ તો એ છે કે માબાપના મનની અસર બચ્ચાંઓ પર છપાઇ જાય છે. જે પાછળથી ભુંસી ભુંસાતી નથી; બાળકમાં અનુકરણ કરવાની શક્તિ પ્રબળ હોય છે, તેનાં જીંદગીનાં **ડગલાં માતપિતાનાં પગલાં પર મંડાય છે.** માતપિતાનું વર્તન એ એવું બને છે. એટલે માતા પોતાનાં બચ્ચાં વડે જગતમાં પુનઃ ઉપસ્થિત થાય છે. બાળક એ **માતાનો દેહ ને આત્મા પારખવાનો અરિસ્સો** છે. એટલા માટે એક બીજા પર ચાહ રાખનાર સંતોષી માતપિતાથી જન્મેલ બાળક જગતપ્રેમી બને છે.

દ્વેષ, રાગ, ક્રોધ મોહ વિગેરે દુર્ગુણો એનાથી દૂર રહે છે. એની ચાહના ચંચળ નથી હોતી. એનામાં સ્થિરતા હોય છે, એટલે આવી ઉચ્ચ ભૂમિકામાં ઉભેલાં મનુષ્યો પોતાનાં માતપિતાના પ્યારનાં પુષ્પો છે, એમ સમજી શકાય છે. એથી ઉલટું, દ્વેષ, વેર, ક્લેશ, ક્રોધ, મોહ, અભિમાન વિગેરે દુર્ગુણો એમના માતપિતાના અરસ્પરસના એવા સંસારનાં, અને એમના માતપિતાના અસંતોષી વાતાવરણની સબળ અસર બાળકને ગર્ભમાં જ પડે છે. એટલે પોતાનો સંસાર સંતોષી નિવડે એની ખાસ કાળજી રાખવાની છે.

**માતા વડે જગત જન્મે છે માતા વડે જગત પોષાય છે; અને માતા વડે જ એનામાં ઓજસ ઉભરે છે.**

**એવી એ જગદમ્બાનુ કીર્તિમંદીર**
**પવિત્રા રહે એમાં જ જગતનું કલ્યાણ છે,**



"વિધવા"

"દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પુણ્ય નથી;
સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમું પાપ નથી."

કવિ ન્હાનાલાલ

# વિધવા

"પ્રભુએ સવધાન રાખી તે વિધવા." ગુજરાતના કવિવરે મધ્યનુજીવનના સંચાલકની બાજીન એ વાત કરી છે. આપણા હિન્દુસમાજનું એ માનસ છે. આજે ય એ જ સૂત્રાનુસાર હિન્દુસમાજ પોતાના ભાગ્યનો દોષ કહાડી વિધવા સ્ત્રીને વિધવા રહેવા પ્રેરતો હોય તો એમાં નવાઈ નથી. આપણો સ્ત્રીવર્ગ પણ એ માનસ હજી સુધી ધારી રહયો છે. વિધવા બનાવવામાં પ્રભુનો સંકેત સમજનારાં વિધવાને સંસારથી વિરક્ત માને છે. સંસાર એની મેળે સરી ગયો સમજી, સ્ત્રીઓ જો એથી સંતોષ માને; અને વૃત્તિઓને એ તરફથી વાળી લ્યે, તો તો એ વિધવા જીવન સમું કો પુણ્ય નથી. એ સાચી વાત છે. પરન્તુ પ્રશ્ન એ ઉભો થાય છે કે એટલી સમજ, એટલો વિરક્તભાવ એવો માનસિક નિરોધ થઇ શકે છે ? **જો સ્ત્રી એ ઊકેલ કરી શકે તો તો વિધવા લગ્નને પોતે જ ન વાંછે.** એવો માનસિક નિરોધ ખરૂં જોતાં તો આપે જ થવો જોઈએ. એના અંતરથી જ એ વિરક્ત બનવી જોઇએ. એ માટે પ્રથમ તો એ સ્ત્રી કાં એટલી જ્ઞાની હોય, સંતોષી હોય તોજ એવું પરિણામ આવે; ને એટલી આશા રાખી શકાય. પણ, જો એને હજુ એવું જ્ઞાન હોવા જેટલી ઉમ્મર પણ ન થઇ હોય, તો સંતોષ જેવું કંઈ ન હોય એ સમજી શકાય છે. એની ચંચળતા **એને જરૂર વૃતિ વિક્ષેપ કરાવે.** એમ ન થાય એ અર્થે એનું જીવન આપણા સમાજે સાધુ જેવું બનાવવા, યથા યોગ્ય ધર્મ—આચરણમાં દોરવા પ્રયત્ન કીધા છે; કે જેથી એની વૃત્તિઓ હંમેશ માટે વિરક્ત રહે. પૂર્વે તો બન્ને બાબતો સાથે હતી. પ્રમાણે વિધવાઓ મોટી ઉમ્મરે થતી; ને જો નાની ઉમ્મરે થતી હોયે બાળલગ્નના અભાવે એ યોગ્ય

ઉમ્મરની તો જરૂર હોય જ; એટલે પોતાના પતિ તરફ એને સમ્પૂર્ણ ચાહના રહેતી. પોતાના લગ્નનો મર્મ એ સમજતી હતી; ને જેની સાથે એકવાર સંસાર માંડ્યો તેને આ જીવનનો સાથી ગણતી; અને એ જવાથી એના મનથી જ સંસાર સરી જતો; પોતાના નસીબનો વાંક સમજી પોતે જ જીવનભર તપ કરતી હતી. એ તપમાં જ પોતાના પરિણિત સાથેની પ્રતિજ્ઞાને પૂર્ણ કરતી. એકને પોતાનો પતિ, અગર સ્વામી માન્યા પછી, આ દેહનો અધિકારી ગણ્યા પછી; આર્ય સન્નારીની ઊચ્ચ ભાવનાઓના પ્રભાવે, એ બીજાનો વિચારે નહોતી કરતી. આ દેહ એકને જ અપાય; કોઇ પણ અવજોગો ઊદ્ભવે બીજાને નહી: એવી દૃઢ ભાવના હોય ત્યહાં પુનર્લગ્ન એ વિધવા માટે હોય જ નહિ. આપણે આજ પણ માનીએ છીએ, કે સ્ત્રી કોમળાંગી છે, એટલું જ નહિ પણ કોમળ હૃદયની છે; એનામાં પ્રેમની જે સચોટ અસર રહે છે; તે પુરૂષ હૃદયમાં નથી હોતી; એથી પોતાનો પતિ જેને એણે આ સંસારમાં એક તરીકે ચાહ્યો, તેને તેના મૃત્ય પછી ચાહતી નથી, એમ એ કોમળ હૃદયથી કેમ વિચારાય ? એ પારાવાર દુ:ખાબ્ધિમાં ડુબી હોય છે; એને મન સારી યે સૃષ્ટિ વિલિન થઇ હોય છે; ત્યહાં બીજો પતિ ! એ અસંભવિત જ છે ને ? આપણી આર્યજનતા એક વખત અશક્ય એવા આદર્શોને જીવી દેખાડનાર હતી. જગત જ્યહારે આખું યે રાક્ષસી વૃત્તિથી હલકું જીવન જીવી રહ્યું હતું. ત્યહારે આર્ય સ્ત્રી પુરૂષો દૈવી જીવન જીવતાં: એ જીવન એટલું ઊચ્ચ હોવાનું કારણ એને સંયમ, મર્યાદા, નીતિ, ધર્મ, જ્ઞાન અને બુદ્ધિનાં સબળ શિક્ષણ હતાં. માનવજીવનના ક્રમ હતા. બ્રહ્મચર્યાવસ્થા પછી ગૃહસ્થાશ્રમના અધિકાર હતા; એમ ધીમે ધીમે પગથીયાં ચઢતાં, આવાં ઊત્તમ જીવન જ્યહાં જીવાતાં હોય ત્યહાં વાસનાસૃષ્ટિ ઓછી હોય એ સમજી શકાય છે. એટલે એ વખતની વિધવા પુન: સધવા થાય, એ તો અસંભવ જ હતો. એ યુગમાં સાચે જ સ્નેહ-લગ્ન થતાં હતાં; જીવન ક્રમનું બીજું પગથિયું બધાંને ચઢવાનું હતું જ;

એટલે એ લગ્ન પણ ધર્મ લગ્ન જ હતાં. લગ્ન કરવાં એ ધર્મ ગણાતો, એમ એ ધર્મના મર્મને સમજનારાં સ્નેહી પતિપત્ની એક બીજાથી જુદાં પડતાં એમનાં વહેણુ અટકી પડતાં. પોતાના જીવન સાથીને જતાં જોઈ, કુમળા હૃદયની અનેક પત્નીઓ પતિની સાથે ચિતામાં પોતે જ કુદી પડતી; કારણુ એને મન હવે પછીનું જીવન શૂન્ય હતું. આવા વખતે વિધવા સ્ત્રી પોતે જ વિધવા તરીકે જીવન ગાળી, પોતાના સ્વર્ગસ્થપતિને મૃત્યુ પછી પણ બેવફા નહિ નિવડતી; ત્યહારે જગત જોતું કે એ મરનારની સાચી પ્રિયતમા હતી; એને મન વિલાસ કે વાસનાઓ ભરાયેલી નથી. એવાં જીવન ઉચ્ચતમ ગણાતાં; ને ગણાય એમાં આશ્ચર્ય પણ નથી; વિધવાનો આ આદર્શ આપણા હિંદુ-સમાજનો મુળથી જ છે. જ્યહારે ઉચ્ચતમ જીવનની જ સ્પર્ધા ચાલતી, ત્યહારનો છે; એટલે એ વંદનિય છે, એની કોઇથી ના તો નહિ કહેવાય. ઉત્તરોત્તર જેમ જેમ સમય પલટાતો ગયો; ને વૃત્તિઓ ફરતી ચાલી, વિલાસનું વાતાવરણ વધતું ગયું, તેમ તેમ એ આદર્શ એક પ્રણાલી તરીકે પ્રસિદ્ધ થયો. વસ્તુ ગઇ ને વસ્તુનો ભાસ રહેવા જેવું થયું; પરન્તુ લક્ષ્યમાં ફેર ન પડવાથી જ એ આદર્શ પ્રણાલી તરીકે પણ સચવાઇ રહ્યો છે, કમને પણ એને સાચવવાની, સચવાવાની ફરજ અડગ ઊભેલી હોવાથી, એ જીવનને લજવાવવા જેવા, અનેક દાખલાઓ બનવા પામે છે. કેટલાકો, અને કેટલેક ઠેકાણે મનોવૃત્તિ કાબુમાં રહે એવા આહારવિહાર માટે પ્રબંધો કરે છે; પણ આ મોહસાગર વચ્ચે ઊભી અણભીંજ્યાં રહેનારનાં ઘણાં થોડાં ઉદાહરણ હોય, એ બનવા જેવું છે. પ્રથમનાં સંયમ, મર્યાદા, ધર્મ શિક્ષણ, જીવનઘડતર એ સર્વ વિલિન થતાં, માત્ર એવા નામધારી મોહવિનાશક મંત્રોને અને જીવ વિનાના ચિત્રોને હાથમાં લઈ ફરવાથી, કંઈ વળતું નથી, એ આપણે જોઈ શકીએ છીએ. પ્રથમ પતિ ગયાથી સંસાર ગયો, મોહ ગયો, માયા ગઇ, વિલાસ ગયો ને એમ વાસના વૃત્તિ ગઇ, એમ જ્યહારે હતું, ત્યહારે વિધવા પોતેજ મોહરૂપી

શણગારોનો ત્યાગ કરતી; કે જેથી ન એને ચંચળતા આવે, કે ન કોઇ અન્યને એના પર મોહદૃષ્ટિ કરવાનું મન થાય; આજે એને ઠેકાણે પરાણે, વિધવાની ઇચ્છા ન હોય ત્હોયે, એ વિધવા રહેવાજ ન માગતી હોય છતાં રહેવાની ફરજ પડે એમ, એના કેશ, આદી શરીર શણગારોને બળજબરીથી ઊતારી લેવાની પ્રથા પડી છે. એ માત્ર પૂર્વકાળનું ભાવહિણું ચિત્ર છે. એમ કરવાથી કાંઇ અર્થ સરતો નથી. મનથી સંસાર છૂટયો નથી, મનથી વિલાસ અળગો નથી થયો, મોહમાં બેસી વાસનાને વૈભવોનાં સ્વમાં ઘડતી હોય, અતૃપ્તિને અજ્ઞાનતામાં ઊભી હોય, ત્હાં એ બળજબરીના સોદાનો કંઈ અર્થ છે ખરો ? કેશ ઉતાર્યાં એથી સંસાર ભાવ ઉતરી જાય ખરો ? જ્હાં સુધી એ મોહના મારણ નથી ત્યાં સુધી આપણી એ પ્રણાલીઓ નિર્જીવ છે. વિધવા, જેનાં લગ્ન માત્ર માતપિતાનાં મતે થયાં છે, જેને પતિ એ જગતના પુરૂષમાંનો ગમે તે એક, એવી ભાવના ઊભી હોય છે. ત્હાં એ પતિ જતાં સંસાર ગયો એ ઊચ્ચ ભાવના આવે ખરી ? એવી વિધવા આપણા સમાજના ડરથી, ને હવે એનું જીવન સમાજમાં હતું, એથી એ કાળું બનશે, હવે એને દુનીયાંમાં ક્યહાંય સ્થાન નહિ મળે, સંસારના ઊપભોગોમાં સમાજ એને અંતરાય નાખશે! એની આશાઓ અધુરી રહી, વિલાસને વાસના હવે કેમ છીપશે ? હવે એનો આધાર કોણ ? એવી એવી સ્વાર્થ ભાવનાઓનાં એ આંસુાં રેડે છેઃ પણ એ અતૃપ્તિના આંસુ છે. એટલે તો ઊલટી એવી વિધવાઓ સમાજને એમ કરી શાપ આપે છે! આવી ભાવનાઓ આજે પ્રવર્તે છે એનાં કારણ ઘણાં છે. એક તો એ બિચારી કાંતો બાળવિધવા હોય છે; બાળલગ્નના પરિણામે એ તનથી ને મનથી તો અર્ધમૂઇ બનેલી હોય છે; એટલે એના અજ્ઞાને એનું ભાવી જીવન એને કાળસમું ભાસે એમાં નવાઈ નથી. એને મન હવે આ જગતમાં અંધારૂં જ દેખાય ! એ માનસે તે બિચારી આ આપત્તિને પોતાના જીવનની છેલ્લી દુર્દશા

માને છે. એને પોતાની અનેક વિધવા બ્હેનોનાં જીવન આંખ આગળ આવે છે. મારીમારી ફરતી નજરે આવે છે; વિધવા જીવન જીવતી આદર્શને સંભાળી રાખે ત્હોયે એ દ્વિકુળ ઊજાળણુ સ્ત્રીને એના એ તપ માટેનાં મૂલ ધિક્કારરૂપે મળે! એ સર્વનો ખ્યાલ આવતાં આપણા સમાજની નવી વિધવા એ સર્વ તરફ પોતાનાં આંસુથી સમાજના આદર્શોને યે શાપ આપે છે. આપણી બહિર્મુખ થયેલી, જગતના કલંકરૂપ ગણાતી વિધવા, આપણા મેણાંટુણાં સહેતી વિધવાનાં તપને પણ જ્હારે આપણે ધિક્કાર ભરી આંખે જોઇએ, ત્હારે એ જ વિધવાઓ દ્વારા પ્રભુ આપણા એ આદર્શોનો વિનાશ કરાવે તો એમાં આશ્ચર્ય નથી. એ નિરાધારનું જગત આધાર ન બને! એનું પેટ પણ પુરાય નહિ! એવી યે વ્યવસ્થા આપણે ત્હાં સેંકડે ૫૦ ટકા નથી થતી. એના પતિની માલમિલ્કતના અધિકારીઓ એને રખડતી કરે છે. એવું વર્તન રાખનાર પણ જો પુછીએ તો તરત જવાબ વાળે કે ' એણે વિધવા રહેવું જ જોઈએ. ભાગ્ય એનાં, એમાં અમે શું કરીએ?'

આવા ઉત્તરો ઘણા જ સસ્તા થઈ પડયા છે. અરે! હિન્દુ સમાજ ત્હારા આદર્શને સાચવનાર, પુણ્યાત્માનો આટલો ધિક્કાર! પ્રભુ એ ન સહન કરે. એના પુણ્યે જીવન્ત રહેવાની, વિજયી બનવાની સમાજની આશા વિચ્છિન્ન થઈ ઊલટી ભસ્મીભૂત કરવા તૈયાર થાય તો એમાં ન્યાય છે એ કબુલ કરવું જોઇએ. હરણ કરેલી સ્ત્રીને રખડાવનાર મહા પ્રતાપી ભિષ્મ જેવાને એ જ સ્ત્રીએ મહાભારતમાં બીજે જન્મે હણ્યા છે. એમ ત્હમે ને પુણ્ય આપનાર વિધવાને ધિક્કારવાના પાપના બદલા એ જ સ્ત્રીઓ દ્વારા મળે એ સ્વાભાવિક છે; અને આપણે જોઇએ છીએ; આપણે એ અનુભવીએ છીએ કે હમણાં વિધવાને એનું વૈધવ્ય સચવાવા જતાં અનેક અનિષ્ટો થાય છે. કારણ આપણે સાચવવાની કે સચવાય એવી કોઈ યોગ્ય રીત હાથ ધરતાં નથી. માત્ર આદર્શના પલટાયેલા

પ્રણાલીકારૂપના નામનું સ્મરણ કરવાથી આદર્શ નહિ સચવાય. વિધવાને જ્યહાંસુધી સમાજનું એક અંગ નહિ માનવામાં આવે, જ્યહાંસુધી એના હક્ક અધિકારની સરળતા નહિ કરી આપવામાં આવે, જ્યહાંસુધી એના તરફની ધૃણા ઓછી નહિ થાય ત્યાંસુધી વિધવા એ સમાજને ઊલટી ભયંકર લાગશે. આજે આપણે જોઇએ છીએ કે આપણાં સાચવ્યાં સચવાતાં નથી. વિધવા વૈધવ્ય પાળશે કે નહિ એની દરકાર કે વિચાર સુદ્ધાં કર્યા સિવાય આપણે માની બેસીએ કે એણે એમ રહેવું જ જોઈએ. એ વિચિત્ર નથી ?

આજ એ વિધવાઓમાંની અનેક ગુપ્ત રીતે વ્યભિચાર કરી, ગર્ભપાત કરવા સુધીનાં પાપકર્મ કરવા તૈયાર હોય છે; એ આપણી ગંભીર ભૂલનો યોગ્ય જવાબ છે. આજે ઠેર ઠેર ક્યહાંક કાંટાની વાડોમાંથી કે ક્યહાંક ગટરમાંથી તરતનાં જન્મેલાં બચ્ચાં, સમાજની શરમરૂપ બાળકો મળી આવે છે. એને માટે એ મૂકી જનારને આપણે ત્યહાં અનેક ગાળો અપાય છે. એના કઠોર હૃદય, માટે, એના ભયંકર ગુન્હા માટે અનેક શરમો ઉચ્ચારવામાં આવે છે; પણ જેના ડરથી, એ વિધવા રહે, કહો કે એને રહેવું પડે, ગુપ્તાચરણથી વ્યભિચાર કરે અને જેના ભયે ગર્ભપાત કરવાની ફરજ પડે, અગર બાળકને ખાનગી રીતે જન્મ આપી એને નિષ્ઠુર થઇ છોડી દેવું પડે, એ સમાજ ને એનો ડર, એ સમાજ ને એની શરમ માટે શા શા શાપ ન અપાય ! કાયદો પણ ગુન્હો કરનાર કરતાં ગુન્હો કરાવનારને ઓછું ભયંકર નથી ગણતો; તો એવી જ ભયંકરતા આપણા સમાજની નથી એમ કોણ કહી શકે ? કેટલીક વખત આવી બાળવિધવાઓને આ અનિષ્ટ પ્રસંગોના ભોગ બનવું પડે છે, એ સર્વ સામે સગાંસબંધી પણ આંખ આડા કાન કરી, ગુન્હાને જાહેરમાં ન આવવા દેવા માટે એવી વિધવાને મદદ પણ કરે છે ! ને કરવી યે પડે છે. આ અનૈચ્છિક અવજોગો, ન વિધવાને પસંદ હોય કે ન સમાજને ગમતા હોય, તો પણ આ દુરાચારને

નિભાવી લેવામાં લોકલાજનો ભૂકો નથી થઇ જતો એ જ એક લક્ષ્ય, કારણભુત બને છે.

જ્યારે આવી ખરાબ પરિસ્થિતિમાંથી પસાર થવું પડે છે, ત્યારે એના માટે કંઇક ઉપાયો હાથ ધરવા એજ શ્રેયસ્કર હોય. નથી વિધવાગૃહોની યોજના થતી, કે નથી વિધવાઓને માટે યોગ્ય એવા પ્રબંધ થતા; કે જ્યાં રહી પોતાની જીંદગીનો કાંઇક સારો રસ્તો એ લઇ શકે, નથી સ્ત્રીને કોઈ રીતે મિલ્કતનો વારસાહક્ક કે નથી કોઇ રીતે ભરણપોષણ ને નિર્વાહનાં સાધનો પુરાં પાડવામાં આવતાં, એટલે એને જીવનભર પરાધિનતામાં રહી, રક્ષકોના જુલ્મ સહેવા પડે છે. એ દશા તો અનેક કુટુમ્બોમાં આજેય પ્રવર્તે છે. એટલે ઊપર લખ્યા ગુન્હા કરવાની એને પટામણીમાં ફસાવું પડે છે. એકતો અજ્ઞાન ને બીજું અતૃપ્તિ, એમ બે રાક્ષસીઓનો માર સહન કરતી વિધવા ઘણી વખત તો ન્હાસી જાય છે; કોઇ હલકા પુરુષ કે સ્ત્રીના પંઝામાં સપડાય છે, ને આખરે જીવન ધૂળધાણી થાય છે. ઘણી વખત એ પણ ફરિયાદ થાય છે કે વ્યભિચારી એવા કેટલાંક સગાં સંબંધીઓમાંના પુરૂષવર્ગમાંથી કોઇ એના પર કુદષ્ટિ કરે છે, ને એને રાજી રાખવાથી દરેક રીતે પોતાને રાહત મળશે, એ ક્ષુદ્રલોભ ને લાલચે એ વિધવાએ એની ઇચ્છાને વશ થવું પડે છે, એટલે એને જે વિધવાજીવન જીવવા પ્રેરે છે, ને જે એના રક્ષક હોય છે, તેજ એના ભક્ષક બને છે. આથી બીજું તે કયું કાળું કલંક સમાજને શિરે હોય ? ખરેખર ચાલતા ભયંકર સડાને વશ રહેવું વિનાશક છે. વિધવાને આવી કુદષ્ટિનો ભોગ બનાવનાર, પોતાનું અગર પારકું કોઇ એનું પાછળથી સગું થતું નથી. પોતાના ગુન્હા જાહેર કરવા કોઈ હિમ્મત નથી ધરતું, ને પરિણામે એને ગર્ભપાતજ કરવો પડે છે, ને બાળહત્યાની હદ રહેતી નથી.

આ હકીકતને પુષ્ટી આપે એવો એક દાખલો મ્હેં સાંભળ્યો હતો કે: એક બાળવિધવા જે–માતપિતાની ગરીબીને લીધે, એની

જ્ઞાતિમાં ચાલતા ઊચ્ચકુળમાં કન્યા આપવાના રિવાજે, એક વૃદ્ધ જે જીવનની સંધ્યાએ આથમતો દેખાતો હતો, તેવા પુરૂષ સાથે લગ્ન થયાં હતાં, તે વિધવા થતાં ગુપ્તાચાર કરવા લાગી. પોતાના પાડોશીના પંઝામાં સપડાઈ, ને એ પાપાચરણના બદલામાં એને ગર્ભ રહયો, એક હોસ્પીટાલમાંથી પ્રસુતિ પછી તે પાછી ફરી. અનેક વિટંબણા ને દુઃખ શરમને એ વિધવા સહન કરી છૂટી હતી: પણ પોતાના વૈધવ્યને કલંકિત કરનાર પુરૂષ તો પોતાની આબરૂ અણી શુદ્ધ રાખી શકયો હતો. એ પેલી વિધવાને ખૂબ લાગી આવ્યું; પ્રસુતી માટેની આફતોનો તો હિસાબ એણે ન કર્યો, પણ પોતાને એને લીધે વહોરવા પડેલા ખર્ચને પહોંચી વળવા, એને પેલા પાસે પૈસાની માગણી કરવી પડી. પુરૂષ આપે ખરો? એની માગણીને ઠોકરે મરાતી જોઈ, વિધવાએ એના આશકના ઘરમાંથી ચોરી કરી. ચોરી પકડાઇ ને ગરીબ વિધવાને ઇન્સાફી કોર્ટે ચોરીના ગુન્હા માટે શિક્ષા કીધી. આવા દાખલા અનેક સંભળાય છે. કદાચ એમાં સત્ય ઓછું હોય ને વાસ્તવિક રીતે ઉપરનો દાખલો ખોટો હોય તો યે એવા ગુન્હા કરવાને વિધવા પ્રેરાય તો એમાં આશ્ચર્ય જેવું નથી. એ આપણે સમજી શકીએ છીએ.

ઘણી વિધવાઓ આખરે કંટાળી છેક છેલ્લે પાટલે પણ જઇ બેસે છે; અને ઊતરતી ઊતરતી વેશ્યાવૃત્તિ ધારણ કરે છે. જેના દાખલા ઘણા મળી આવે છે. સમાજ જ્યહાં આવી કલંકી વલણ છોડવા તૈયાર નથી; ત્યહાં ભયંકરતાઓ વધતી ચાલે એમાં શંકા નથી. એ સૌ લક્ષ્યમાં લઇ બાળહત્યા અટકાવવાની ખાતર સરકારી કાયદાનાં પગલાં લેવાય છે; તો પણ છાનાં કામ એ છેક સુધી છાનાં રહેવા પામે છે: એટલે આપણને કેટલાંક બાળહત્યાપ્રતિબંધક ગૃહોની જરૂર જણાતાં કેટલાક શાણાઓએ તે તરફ લક્ષ્ય દોડાવી પંઢરપુર, કાશી વિગેરે યાત્રાનાં ઠેકાણાંમાં એવાં ગૃહ સ્થાપ્યાં છે. તેના લીધે આજ હજારો બાળકો જીવવા પામ્યાં છે; એ ગૃહોમાં જન્મ આપી વિધવાઓ

પાછી પલાયન થાય છે; ને બીજો ગુન્હો વધારવાની ભોગ બને છે, એમ પરંપરા ચાલતી રહે છે. પણ જો એ પાપ પ્રગટ થાય છે; તો એ વિધવાના કોઇ સગાં કે એની સાથે બદદાનત કરનાર પાશવી વૃત્તિનો પુરૂષ સહાય કરવા કે પોતાને ત્ય્હાં એને રાખવા તૈયાર નથી હોતો. ઘણાં યાત્રાનાં ધામો આજે એવાં ગૃહો ધરાવે છે. કારણ યાત્રાને બ્હાને હિન્દુવિધવાઓ ત્ય્હાં જઈ કલંક ઊતારી શકે છે. અમેરિકાના છુટાછેડાની કોર્ટો જોઇ હસનારાઓને આપણાં આ વિધવાગૃહોનું કલંક કેમ સહન થઈ શકે છે! એ સમજાતું નથી. આપણી અજ્ઞાનતાના પરિણામે અજ્ઞાન વિધવાઓ આવાં ગૃહોમાં પણ જવા રાજી નથી હોતી; એ તો ગર્ભપાત કે જન્મેલા બાળકને ફેંકી દેવાનું ઘોર આચરણ જ કરી બેસે છે. એટલે આ વસ્તુસ્થિતિ ઘણીજ ગંભીરતાથી વિચારી આપણે ચેતી ચાલવું જોઇએ છે. આથી તો જો એવા વિધવાગૃહો કહાડી તેમને ઉદ્યોગહુન્નર ને શિક્ષણ આપી કેળવવાની અગમચેતી રાખવી જોઈએ છે. માત્ર ઘરમાં સારી પેઠે રાખવાથી કે એના પર ચોકીપેરા મુકવાથી, એમનો ઉદ્દેશ સફળ નહિ જ થાય એ સ્પષ્ટ છે. એને જ્ઞાન આપી સમજણી કરી યોગ્ય રસ્તે એની મેળે વળે, એવી કેળવણી આપવી ઘટે છે; એ સૌથી પહેલું તો જેના વડે આપણે ત્ય્હાં વિધવાઓની સંખ્યા વધી છે–જેથી ઊગતી અવસ્થામાં જ બાળવિધવા બને છે–એ બાળલગ્નની અટકાયત કરવી ખાસ જરૂરી ફરજ છે. એ તરફનું દુર્લક્ષ્ય એ ઉપરના સર્વ ગુન્હાઓને વધારનાર છે; એને સુધારી લેવું એ દરેક જ્ઞાતિઓની પ્રથમ ફરજ છે. જે જ્ઞાતિમાં રાંડેલીને વિધવા જ રાખવાનો રિવાજ છે. તે દરેક જ્ઞાતિ જો આ રસ્તો નહિ લે, તો એનો વિનાશ એ વિધવાઓના પાપેજ થાય એ સંભવે છે.

આ સર્વ રીતે જો પ્રબંધ કરવામાં નિષ્ફળ થવાય તો, આજના વખતમાં જ્ય્હાં વાસના, વિલાસ ને વૈભવોને, ઉપભોગોના વાતાવરણથી આપણે ઘેરાયલાં છીએ. ત્ય્હાં વિરક્તભાવ એ અસંભવિત

વાત છે; એથી વિધવા મોહ દિશામાં વળે જ એ સ્વભાવતઃ અનિવાર્ય છે. એ પાપમાંથી બચવાના ઉપાયો નહિ લેવાતા હોય તો ચોકીપેરા ઉઠાવી, બંધન છોડી નાખી, શરમને વહેતી કરી આદર્શને સાચવવાની હિમ્મત ના હોવાના કારણે, એને જતાં કરી ફરજ્યાત વૈધવ્ય પળાવવાના પ્રયાસને સમાજ ભલે છોડી દે ! એમાંનું કાંઈ ન કરવા ઇચ્છનાર સમાજ! પાપને છાનાં રાખવાના ત્હારાં પાપ વધુ ન બને એ સંભાળવા, દુરાચાર અટકાવવા, બાળહત્યાઓ રોકવા જેવા વિધવાઓની લાગણીને ઉચ્છેદવાના ત્હારા ધમપછાડા બંધ રાખ ! જેને એ ઉત્તમ આદર્શ સાચવવા હોય એને કોઈ ના નથી કહેતું. પોતાની પવિત્ર જીંદગીને અભડાવવાને, ક્ષુદ્ર લાગણીઓને વશ ન થવા ચાહનાર, એ રસ્તે નહિ વળે. ત્ય્હારે જેનાથી પુનર્લગ્ન કર્યા સિવાય પાપ બંધ નહિ થાય, જેની તરસ ને ભુખ મટયાં નથી, તેને એમના સરળ રસ્તે જવા દેવાં જોઇએ. એમાં અંતરાય નાખવો એ ઉપરકહ્યા અનાચારની વૃદ્ધિ સમાન છે. માટે એવી છૂટ આપવી જરૂરી છે, કે જેને પુનર્લગ્ન કરવું હોય તે ભલે કરે, સમાજ પોતાની ઘૃણા એ તરફની ઓછી કરે તો કેઇક ગુન્હાઓ ઓછા થાય એમ લાગે છે,

" સ્નેહલગ્નની વિધવાને, પુનર્લગ્ન સમું પાપ નથી;
દેહલગ્નની વિધવાને, પુનર્લગ્ન સમું પુણ્ય નથી."

કારણ જેને રગેરગે સ્નેહભર્યાં છે એવી સ્વર્ગસ્થ પતિની પ્રિયતમા પુનર્લગ્ન કરે એ ઘોર પાપ છે. પણ જેનું લગ્ન માત્ર દેહસંબંધ પુરતું હતું, જેને વાસના ને વિલાસના જ વાયદા હતા, તે અણપૂર્યાં રહે તો એની ભાગતીફરતી વૃત્તિઓ, જો પોતાનું શ્રેય ઇચ્છે તો પુનર્લગ્ન કરી વધુ પાપ કરતાં બચે, એટલે એના માટે તો એ પુણ્ય જ છે.

આપણે જો વિચાર કરીએ તો માલમ પડે છે, કે આ વિધવા-વિવાહનું પ્રકરણ આજે સમાજમાં સારી પેઠે ઉપસ્થિત થયું છે; આનું મૂળ કારણ આપણી અસંખ્ય બાળવિધવાઓ છે આ જગતમાં જેને, પોતે સ્ત્રી છે કે પુરૂષ એના ભેદના કારણોય માલમ નથી; જે પોતાનો જાતિ ભેદ આવી રીતે નથી જાણી શકતી; એવી એમની અજ્ઞાન અવસ્થામાં બાળલગ્ન એક મૂખ્ય કારણ છે: અને બીજું કારણ આપણું વૃદ્ધલગ્ન, કાંતો કન્યા વિક્રયના કારણે, કાંતો વરવિક્રયના સબબે, વૃદ્ધલગ્ન યોજાય છે. એટલે બાલિકાને એવા મૃત્યુના આરે બેસી સ્વર્ગની સરિતામાં અંજલિ ભરનારા, અણસમજુ બુઢ્ઢાઓ, પોતાની શ્રીમંતાઇનો દુરૂપયોગ કરી, અગર આ સૃષ્ટિના પહેલા સવારે, એના પૂર્વજોએ કંઈક ઉચ્ચ પદ્રિ પ્રાપ્ત કરી હશે, એના જોરે કુળવાન બનેલો એ મતિહીણ મિથ્યાભિમાની વૃદ્ધ એક નાનકડી છોકરી સાથે લગ્ન કરે છે; ને એનાથી શરમાતો નથી ! આથી યે વધુ નિષ્ઠૂરતા, ને નીચતા તો એ કન્યાનાં માતપિતાની છે કે જે પોતાના પાપી પેટના માટે, કે ઉચ્ચકુળની આબરૂને ખાતર પોતે જેનાં દીકરા દીકરી થવા લાયક છે; એવા વૃદ્ધ કુળવાનને પોતાની વ્હાલી પુત્રી આપી દે છે ! અને એમાં મોટાઈ માને છે. ઘણી વખત એવા ઊંચા કુળવા-નોમાં કન્યા દેવાની પોતાની જ્ઞાતિની પ્રથાને લીધે, બીજાંના ધિક્કારપાત્ર ન બનવું પડે, એ માટે પોતે ન ઇચ્છે તો પણ, કાં તો જ્ઞાતિને કુટુમ્બની આબરૂને પેટીમાં પુરી રાખવા માટે જ આવાં લગ્નો ગોઠવાય છે. કુળવાનોને આનું કારણ પુછતાં ચોકખો જવાબ મળે છે, શું કરીએ દીકરીનું કુંવારાપણું ઊતારવા આમ કરવું પડે છે: પછી ભલેને ઘેર આવે, અમો સાચવી શું ! આવા અધમ માનસે કન્યાનો રંડાપો એના લગ્ન પહેલાં જ નક્કી થઇ ગયો હોય છે; ને કન્યા પણ જો સમજુ હોય તો આંસુની અંજલિયો ભરીભરી એ કુળવાનોનો વિનાશ કરવા છાંટતી માયરામાં બેસે છે. એ દશ્ય ન જોયું હોય

તો જોઇ આવો! ને પછી ન્યાયદષ્ટિથી વિચાર કરો. પોતાના પુત્રને કોઇ વૃદ્ધા સાથે પરણાવવાની જો તેવા માતાપિતાને સલાહ આપીએ તો? એ કુંવારો દોષ ઊતારશે કે? 'ના' કારણ જેના આદર્શના અનર્થ થવા બેઠા છે, એવા આપણા સમાજની એમાં લુખ્ખી સ્નેહ વગરની સ્વાર્થ બુદ્ધિ છે, પોતાની કુખને વધાવી છે, પોતાનું આંગણું ઊઘાડું રાખવું છે, ને ઊજાળવું છે. વળી જોઇએ એટલી સગવડને સુખનાં સાધનો છોકરાને અપાય, કારણ એનાથી વંશવૃદ્ધિ છે. છોકરી કંઇ માતપિતાના સ્વાર્થ માટે જન્મી છુટે છે, એ કોને જઇ કહેવો? આવા માનસમાંથી જે દોષોના ઊદ્ભવ થાય છે તે આપણી વિધવાઓનાં દુઃખી જીવનની અનેક આંટીઘુંટી છે.

ઘણી વખત એકાદા સુખી શ્રીમંત વૃદ્ધને કન્યાના માબાપના નીચ વિચારથી પણ કન્યા મળી જાય છે, કે જો એ રાંડશે તો એની બધી મિલ્કતનાં પોતે કારભાર કરશે; અગર તો 'છોકરી બેસીને ખાશે તો ખરી?' એને પછી શુ જોઇએ? આ એક પછી એક જે ઉદાહરણો અપાય છે તે ઉત્તરોત્તર અધમતાનાં પામરતા ને અજ્ઞાનતાનાં છે. હિન્દુ સમાજના આદર્શવાદીઓ આ સડો નથી જોતા, ગુન્હાઓની ભયંકરતાનાં પોતે કારણ હોવા છતાં માત્ર એવાં પાપો વધારવા ખાતર જ જાણે આદર્શની વાતો કરતા હોય એમ કોઇ પણ કહી શકે! આવા અજ્ઞાનથી કન્યાઓનો ઘાણ વળે છે. ને એથી કોઇ પણ દેશ કરતાં આપણે ત્યહાં, વિધવાઓ વિશેષ છે; ને કોઇ પણ પ્રજા કરતાં હિન્દુ પ્રજામાં બાળ-વિધવાઓ વધુ છે. વખતે એમ પણ જો કોઇ કહે કે હિન્દુ જેવી બાળવિધવાઓ તો અન્ય દેશે એકકે નથી તો બનવા જોગ છે; એવી ઘોડીયામાં હિંચતી વિધવા બનેલીઓ બીજે ઠેકાણે ક્યહાં મળે? ચાર છ વર્ષની રમકડાં ખેલતી પુત્રીઓ, નવસ્ત્રી ફરતી દીકરીઓ પરણીને રાંડી બેઠી હોય; અને એમાં એમનાં પાપ ગણી સમાજને ભારરૂપ મનાતી એવી વિધવાઓ બીજે તે ક્યહાં મળે? એ એક સુત્ર છે

કે "અજ્ઞાનપણે આદર્શ અપચ્યા રૂપ બને છે." આદર્શોના નામે જ આજ હિન્દુ સમાજને વિનાશની મહાવ્યાધી લાગુ પડી છે. જેને સાચવવા જતાં ધર્માચરણ માન્યું, એ અજ્ઞાનપણે પાપમૂર્ત બન્યું છે. આ પરિસ્થિતિમાંથી બહાર આવવાનો, ને બચવાનો ઉપાય જો ન થાય તો વિનાશ વધી પડે એમાં જરી એ નવાઇ નથી.

બાળાઓ જેઓની ઇચ્છા ન હોય, તેવીઓને ફરજ્યાત વિધવાપણું પાળવાની કશીએ જરૂર નથી; વિધવા રહેવું કે પુનર્લગ્ન કરવું એનો નિર્ણય એવી વિધવા જ કરે. એના વિચારો પર એ વસ્તુ છોડવી: ને સમાજે એ પુનર્લગ્ન તરફ જરીએ ઘૃણા ન રાખવી. આમ કરવાથી જે પાપાચરણો આજે જેના કારણે થાય છે; તે બંધ થવા દરેક સંભવ છે. દુરાચારના અટકાવનો આ ઉપાય કદાચ કોઇને વિધવાનો આદર્શ–ઉચ્છેદક લાગે, તો તેણે સમજી લેવું કે ગુપ્તાચારોમાંના પાપથી બચવાનો એ ઉપાય હાથ નહિ ધરીએ, તો જે આદર્શના ઉચ્છેદની વાત કરીએ છીએ, તે નજીકમાં જ ઉભો છે; વિનાશનો ધ્વનિ એ ફરજ્યાત વિધવાજીવનમાંથી જ નીકળતો સંભળાય છે. એથી ઉગરવા આ ઉપાય લેવો પડે છે. એકનું અમૃત તે બીજાનું ઝેર છે. સંસારના ઉપભોગો પછી જેને એ ભાર ઉતારવાની ઇચ્છા જાગી છે; જેને પોતાનો પ્રિયતમ એ એકજ પતિ તરીકે આ જીવને હતો, એવી સ્ત્રીને વિધવા–જીવન એ સરળ છે. જ્યહારે બાળવિધવાઓ અને એમનાંમાંના આજે જે દોષો જાહેર થાય છે, તે પોકારીને કહે છે કે **ફરજ્યાત વૈધવ્ય એ એમને માટે ગુન્હો કરાવવાનું એક સાધન છે.**

આપણી બાળવિધવાઓને શણગાર રહિત કરનારાં માતપિતા કે વડીલોમાં પહેલાંની પેઠે આજે એ વિધવાઓનાં દુઃખભાગી બનવા ખાતર, અને એનામાં પોતાના ચારિત્ર્યની છાપ પડવા અર્થે ભોગ, ઉપભોગો તજી દેવાનો સ્વભાવ રહ્યો નથી: પોતાના ઘરમાં

એવી બાળવિધવાને તપ કરાવનાર, ને વિરક્તિની વાંછના રાખનાર માતપિતા કે વડીલો આજે દરેક ઉપભોગોને વળગી રહે છે. એમને અનેક રંગોમાં રાચતાં જોઇ, બાળવિધવા પોતાના ભાગ્યને દોષ દેતી ને વૃત્તિને ચલીત કરતી રહે છે. પરિણામે અનિષ્ટ ઉતરે એ કુદરતી છે. માટે વિધવાના વૈધવ્યના બચાવ ખાતર એના શિયળને ખાતર, એની ચિત્ત સ્થિરતા ખાતર, એના જેવાં વિરક્ત બનવાની ફરજ વડીલોએ ઉપાડી લેવી જોઇએ. એવા એક વિદ્વાન સજ્જનની વાત મ્હેં સાંભળી છે, કે જેની જ્ઞાતિમાં વિધવાને પુનર્લગ્નની છૂટ નથી; એની ન્હાની બ્હેન વિધવા છે; એ ભાઈ કુંવારો છે; એને પરણવા માટે એનાં સગાંવહાલાંએ અનેક સમજણો આપી; અનેક પ્રલોભનો આપ્યાં, પણ એ ભાઇએ તો નિશ્ચય કીધો છે, કે પોતાની બ્હેનને વૈધવ્ય પળાવવાને ખાતર પોતે પણ વિરક્ત જીવન રાખવું. પોતે સંસારમાં મ્હાલે, ને પોતાની નાની બ્હેન ઘરમાં વૈધવ્ય પાળે, એ પ્રતિયોગ છે. જો પોતાની બ્હેનને પુનર્લગ્નની છૂટ આપવામાં આવે તો એ ભાઇ પણ લગ્ન કરવા વિચાર રાખે; પણ હિન્દુસમાજ એવી છૂટ આપવા ક્યહાં તૈયાર છે? આજે એ ભાઇ-બ્હેન સાધુજીવન વ્યતિત કરે છે. ધન્ય છે એ ભાઇને કે બ્હેનની ખાતર આવાં તપ આદર્યાં છે.

ઘણી વખત એવા બનાવો બની જાય છે, કે એકની એક ભૂલ તે સુધારવાના તાનમાં બીજીવાર થાય છે. દાખલા તરીકે એક બાળા વિધવા બની, હજુએ બાળકજ છે, એને પુનર્લગ્નની છુટ આપવા તૈયાર થઇએ; અને બને તેટલી ઉતાવળે એનાં તેવાં લગ્ન કરી પણ નાખીએ. આવી ભૂલો બનવા સંભવ છે. આ બમણો ગુન્હો છે, એકતો એ બાળકને પરણાવીને, રંડાપો આવતાં એની એજ અજ્ઞાન અવસ્થામાં એનું પુનર્લગ્ન કીધું, એટલે કર્યું તેથી ભલું નહિ પણ ભુંડું એજ અર્થ નીકળે એવી ધુનથી ખાસ ચેતવું જોઇએ. જો આપણે એને યોગ્ય ઉમ્મરની થવા દઇએ તો તે પોતેજ પોતાના જીવનનો નિર્ણય કરીને પુનર્લગ્ન કરવું કે કેમ એ એની ઇચ્છા ઉપર રહેશે.

વિધવાઓનું જીવન માત્ર મૃત્યુ-ઘડીની વાટ જોતું વ્યતિત થાય એવી પરિસ્થિતિ આપણે ત્યહાં છે. અને એમની આજીવિકાનો પ્રબંધ માત્ર કરી બેસી રહેવાથી સમાજને લાભ હોય એમ મનાતું નથી. જેને વૈધવ્ય પાળવાની ઇચ્છા હોય; એવીઓ પોતાના એ ઓછા વ્યવહાર ભારથી સમાજને દેશની સેવાઓનાં અનેક કાર્યો માથે ઉપાડી શકે છે. જો વૈધવ્યના પ્રભુ સંકેતને સમજી શકવાની શક્તિ હોય, તો વિધવા એવી રીતે મદદરૂપ બની શકે છે. આવી વિધવાઓને માટે સમાજે પોતાના હિતને ખાતર સરળતા કરી આપવી ઘટે છે. મારી જાણમાં એવી અનેક વિધવાઓ છે, કે જે રંડાતાં તદ્દન નિરક્ષર હતી, તેમને સગવડ ને સાધન મળતાં સુશિક્ષિત બની છે. ને જે એના સંસારી જીવનમાં અજ્ઞાન ગણાતી, તે પોતાની આજીવિકા માટે ને સાથે સાથે સમાજ, ને દેશનાં કાર્યોમાં સેવિકાઓ તરીકે સારો ફાળો આપી શકી છે. માટે વિધવાની, એટલે નકામી જીંદગી: એમ અર્થ ન લેતાં એને રસ્તે ચઢાવવાની ખાતર ખાસ આવશ્યક્તા છે; અને એની પણ મને ખાત્રી છે, કે તદ્દન અજ્ઞાન એવી વિધવાઓ જે ગુપ્તાચાર દ્વારા બાળહત્યા કે આત્મહત્યાના ગુન્હાઓ કરે છે; તેવા ગુન્હા આવી સુશિક્ષિત વિધવાઓ નથી કરતી. ને ક્ય્હાંક એવા ઉદાહરણો હોય તો એથી સામાન્ય પણે નહિ જેવાજ ગણાય, કારણ એ પોતાના શિક્ષણથી, કેળવણીથી ને હુન્નર ઉદ્યોગના પ્રતાપે પોતાના પગપર ઉભી રહી શકી છે; ને સંસ્કારિતાની ઉચ્ચ સ્થિતિમાં આવેથી એ કોઇની ભોગ પણ બનવાને ઓછો ડર રહે છે.

જેની ઉમ્મર થઈ છે, જેણે લગભગ સંસારી જીવનનાં સુખ દુ:ખ જોયાં છે, એવી વિધવા જો પુનર્લગ્ન કરવા ચાહે તો એને હું તો યોગ્ય ન ગણું; જેને પેટે પ્રજા છે, એવી વિધવા માટે તો એ રસ્તો કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી; એમ થવાથી એ સ્પષ્ટ સમજી શકાય છે કે એને પોતાનાં સંતાન, વ્યવહાર ને સગાંસંબંધી

કોઇ માટે લાગણી કે દરકાર નથી. માત્ર વિલાસ, વાસનાને ઉપભોગોની એ ભૂખી એવું પગલું લેવા દોડી જાય છે. પવિત્ર એવી ઘણી વિધવાઓએ નાની ઉમ્મરમાં રંડાયાં છતાં માત્ર એક પુત્ર કે પુત્રી ઉપર પ્રાણ પાથરી પોતાનો વ્યવહાર એ સંતાન ને સંસારનો સર્વ સાર સમજી, પોતાની ગરીબીમાં પણ દલણાં ને ખાંડણાંની મજુરી કરી, એ સંતાનોને દેશના અમોલા ધન તરીકે મૂક્યાં છે. એનાં એ તપ, ને એના એ વિરક્તપણા માટે ખરે ધન્યવાદ ઘટે છે. મુસલમાન ને પારસી જેવી કોમોમાંથી પણ આવી વ્રતધારી વિધવાઓ મળી આવે છે, કે જે કોમોમાં વિધવા–લગ્નની છૂટ છે. આવી સ્થિતિમાં જીવન પસાર કરતી અશિક્ષિત હોય એવી વિધવાઓને માટે જીવન નિર્વાહનું કોઈ અભય સ્થાન હોય કે સ્વતંત્ર ધંધો હુન્નર હોય એ ઇચ્છાયોગ્ય છે. જુનો વખત યાદ કરીએ તો સમજી શકાય છે, કે આપણી વૃદ્ધાઓ અને વિધવાઓ રૂ કાંતતી–રેંટીયો એ એમને માટે સરળ તેટલોજ નિર્દોષને જરૂરી હતો. એનાથી એમને સાંઝ પડતાં સ્હેજે ચાર–છ આના મળી રહેતા. ને આમ એ સ્ત્રીઓ માટે આશીર્વાદ રૂપ હતો. આપણાં એટલાં સદભાગ્ય છે કે પરાપૂર્વથી તે આજ સુધી આપણી જરૂરીઆતો ઓછામાં ઓછી હોય છે; ને જગતની સુધરેલી ગણાતી પ્રજાઓ કરતાં ભારતવર્ષની કમાણી ઘણીજ ઓછી છે, છતાં યે એ પ્રજા આજ જીવી શકી છે; ને ભવિષ્યમાં ઉજળી આગાહી આપતી ઊભી છે. એવો જ્યહાં ઓછી જરૂરીઆતવ[illegible]ા સ્વભ[illegible] છે; ત્યહાં એકાદી વિધવા માટે રેંટીઓ એ આશીર્વા[illegible] વો છે, [illegible] ્હુંજ છે અહિં રેંટીઆને ખાસ સ્થાન છે. કારણ ક વિધવાને [illegible] એ આરામ દેનાર વસ્તુ પૂર્વે હતી. ને એથી પરાધિનતા કે પર[illegible]પે વિધવાને ન રહેવું પડતું.

હિંદુસમાજ વિધવાનો સવાલ ન્યાયબુદ્ધિથી ઉકેલી, પોતાનું શ્રેય શોધી લે એજ હિતકર છે.

## ‘ સ્ત્રી અને સેવા ’

‘ જે માણસ એક પણ વિધવાનાં આંસુ લુંછે છે, જે એક પણ બાળાને લગ્નને નામે ઓળખતા પશુયજ્ઞમાંથી બચાવી લે છે, જે એક પણ અંત્યજની નિસ્વાર્થ સેવા કરે છે, તે દેશની અને સમાજની શુદ્ધ સેવા કરે છે. સંભવ છે કે મહા ધુરંધર રાજપ્રકારણી યોદ્ધાની લડત ભૂલાઇ જશે ત્યારે આવી ખૂણે ખોચરે થતી સેવા ફળ આપ્યા જ કરતી હશે. જે સેવાની પાછળ તાળીના અવાજ નથી પણ જેની પાછળ પ્રભુના આશિર્વાદ છે તે સેવા તો ખરી સેવા છે જ. ’

મહાત્મા ગાંધીજી.

# સ્ત્રી અને સેવા

**સ્ત્રી** એ પોતેજ સેવામુર્તિ છે ખરૂં જોતાં તો સ્ત્રી સમાજની સેવા જાણે અજાણે સાધેજ છે. એ પત્ની, ગૃહિણી ને માતા તરીકે સમાજના મૂખ્ય કાર્યને માથે ઊપાડી લે છે. જે સ્ત્રી પત્ની તરીકે રહી પતિને પ્રેરણા આપી, એની સલાહકાર બની સંસારનું નાવ સહીસલામત ચલાવે છે, જે સ્ત્રી ગૃહિણી તરીકે પોતાના અંગત સ્વાર્થને પુરૂષના સ્વાર્થ સાથે જોડીને સુન્દર વ્યવસ્થા શકિતના પ્રભાવે પતિના દ્રવ્યોપાર્જનને શોભાવે છે, જે સ્ત્રી માતા તરીકે જગતને અમોલ પુરૂષ, ને સ્ત્રીની ભેટ આપે છે. એ પત્ની એ ગૃહિણી, ને એ માતા બનનાર સ્ત્રીમાં કયી શકિતની ઊણપ છે; એ શોધવું અઘરૂં છે. જેનો જન્મજ સેવા અર્થે છે, ને જે સેવા અર્થે તો દાનમાં અપાય છે, એવો શાસ્ત્રોનો ઊલ્લેખ છે. એ સ્ત્રીમાં ભલે સત્તા પ્રસારવાની કે લઢાઇઓ લઢવાની શક્તિ નથી એમ ઘડીભર માનીએ, તોપણ સેવા કરવાની શક્તિ, લાગણી, ને કુનેહ જે એનામાં છે તે પુરૂષમાં નથી એ સ્પષ્ટ કહેવું જોઇએ. પુરૂષની પ્રકૃતિ અન્વયે એનામાં કઠોરતા મૂખ્યત્વે છે, એટલે એ પોતાના સ્વાર્થ સારૂ દયા ને માયાને બાજુએ મૂકી શકે છે, પણ સ્ત્રીના તો સ્વભાવથી પર એવી એ કઠોરતા એની આગળ હાર ખાય છે. પોતાના પુત્રોની કતલ કરવા છતાં દ્રૌપદીએ અશ્વસ્થામાને ક્ષમા કરી હતી, એ દયા ભર્યું સ્ત્રીહૃદય ધારે તો શું શું સેવા ન કરી શકે ? આજ પણ દુ:ખી, દર્દી, ને ગરીબને જોઇને કઠણહૃદયી પુરૂષ ઊભો રહે છે; જ્યારે સ્ત્રી હૃદય દ્રવતું કોના અનુભવમાં નથી !

આ સર્વ પુરવાર કરે છે કે જેનામાં દયા, માયા, ને પ્રેમના ગુણો પ્રધાન છે, એની સેવાની લાયકાત માટે તો પ્રશ્નજ નથી.

યુરોપની આદર્શમૂર્તિ ભગિની ફ્લોરેન્સનાઈટેંગલે પોતાનું જીવન આખું દર્દીઓની સેવામાં સમર્પણ કરી, જગતની અનેક સુન્દરીઓને પોતાના પંથે દોરી, આજ સેવાભગીનીઓનું દળ જગત આગળ મૂકતી ગઈ છે. તે લઢાઇના ભયંકર મેદાનોમાં ગોળીઓથી ટપોટપ ભોંય પડતા નિરાધાર સૈનીકોની સેવાસુશ્રુષા કરી, નવી દુનીયા માટે સ્ત્રી સેવાશક્તિનો અજબ દાખલો બેસાડતી ગઈ છે. ઇતિહાસકારો કબૂલ કરે છે કે જો ફ્લોરેન્સનાઇટેંગલની એ સેવા ક્રિમિયન લડાઇ વખતે ન મળી હોત, તો બચવા પામેલા તેટલા માનવજીવોમાંથી પાંચ ટકા સ્વર્ગે પહોંચ્યા હોત; ને રક્ત પ્યાસી સત્તાકાંક્ષીઓના નામને સખત કલંક લાગત. બીજી અનેક લઢાઇઓમાં પુરૂષ તરીકે ગુપ્તવેષે લઢનાર સૈનિક તરીકે સ્ત્રીઓના દાખલા મળે છે, તેમની વીરતાનાં વખાણ થાય, તોપણ ફ્લોરેન્સનાઇટેંગલના સેવા કાર્ય આગળ એમની સોમા ભાગ જેટલી પણ કિમ્મત નથી થતી. એજ સ્ત્રી સેવાનાં વિજય આજે પણ દરેક હોસ્પીટાલોમાં નર્સોના દયાળુ કામ માટે કેટલી પ્રસંશા થાય છે, અને એની કેટલી જરૂરિયાત છે તે સમજી, આજે કહી શકીએ છીએ કે, સેવાવૃતિના સ્વભાવેજ સ્ત્રીઓ એમાં સફળતાને વિજય મેળવે છે. એ સેવાહૃદયનો જ પ્રભાવ છે. નર્સ તરીકે કામ કરવું એમાં હિણપદ માનનારની આંખની કચાશ એમાં રહેલું સ્ત્રી સામર્થ ન જોઇ શકે, એ સમજી શકાય છે.

આતો એક વસ્તુની વાત થઈ પણ આપણી સમાજની ગૃહવ્યવસ્થાનો આધાર સ્ત્રી છે. એ ગૃહવ્યવસ્થામાં આજે જો ભંગાણ પડે તો આપણો સમાજ આજે નષ્ટ થાય, એની કોણ ના કહે? ત્યારે ગૃહિણી તરીકેની સ્ત્રીની સમાજસેવા કેવો અગત્યનો ભાગ ભજવે છે એ જોઇ શકાય છે. પુરૂષની દ્રવ્યોપાર્જન શક્તિ ગૃહવ્યવસ્થા વિના આપણે ત્યહાંતો લુલી છે, સારી કમાણી કરતા પુરૂષની એકાદી ફુવડ ગૃહિણીનો ઘર સંસાર એ એના કુટુમ્બની કમનસીબ

ક્યા છે. એટલે એ રીતે સમાજના અંગ તરીકે રહી સમાજની મૂખ્ય સેવા સાધનાર ગૃહીણીરૂપે રહી, સ્ત્રી અજબ સેવા કરે જાય છે.

માતા તરીકેની સમાજ સેવામાં તો કહેવું જ શું ? જેટલું એ સેવામાં એનું અધુરાપણું એટલું સમાજનું પોતાનું અધુરાપણું, એટલી સમાજની નિર્બળતા, ભારતવર્ષના ભડવીરો ને વીરાંગનાઓની ઘડનાર માતાઓએ-સમાજ, દેશ અને રાષ્ટ્રની કેટકેટલી સેવા સાધી છે, કેટકેટલા અણીના સમયો સાચવી મહાપુત્રો ને પુત્રીઓની ભેટ કીધી છે ! આખું જગત કેટલું એના વડે કૃતકૃત્ય છે, એ વિચાર કરતાં સ્ત્રીની માતા તરીકેની સેવા માટે શું શું કહેવું ને શું શું નહિ, એ સનાતન અણઉકેલ્યો પ્રશ્ન સૃષ્ટિના છેલ્લા પ્રહર સુધી ઉભો રહેશે.

આમ સમાજને પોતાને જન્મ, પોષણ, ઉછેર, બળ, પ્રેરણા. પ્રોત્સાહન, આરામ, ને એ સર્વમાં એકધારી વહેતી દયાભીની સેવા-વૃત્તિનાં દર્શન અખંડ થયા કરશે; પરન્તુ મૂખ્ય વસ્તુ એ છે કે જો સ્ત્રીઓની એ વ્યવસ્થાશક્તિ એ સેવાવૃત્તિને વિસ્તૃત બનાવવાનો અનુકૂળ યોગ મળવો જોઇએ, એની ભાવના વિસ્તિર્ણ બનવી જોઇએ, જો એ યોગ લાધે તો હું માનું છું કે સ્ત્રી સમાજની મુખ્ય વ્યવસ્થા, દેશને રાષ્ટ્રની મહાવ્યવસ્થાને, પોતાના હસ્તકૌશલ્યથી અજબ રીતે શણગારી શકે, ને અજબ રીતે સેવી શકે. દયા ને પ્રેમની પારાકાષ્ટાએ પહોંચવાને સ્ત્રીને દરેક અનુકૂળતા મળવી જોઇએ. સ્ત્રીને પોતામાં રહેલી આ શક્તિને સ્ફુરવા દેવી જોઇએ; ને પછી તો આપોઆપ સર્વ ક્ષેત્રમાં કાર્ય કર્યા વિના એનાથી રહેવાશે જ નહિ.

આપણે આ વસ્તુનો સ્વીકાર કરવો જ પડે છે, કે જ્યહાંસુધી સ્ત્રીનું જીવન માત્ર મજુરીથી ભરેલું છે; જ્યહાંસુધી એને માત્ર ગૃહ વ્યવસાયના વૈતરાનું જ ભાન છે; જ્યહાંસુધી સ્ત્રીને પોતામાં રહેલી શક્તિનો વિકાસ કરવાનો યોગ પ્રાપ્ત થયો નથી; જ્યહાંસુધી ઘરની

ને કુટુમ્બની વાતોમાં જ એનું મગજ રોકાયલું છે; જ્યાંસુધી એનો સ્વાર્થ માત્ર ઘર પુરતો જ રહેશે, ત્યહાંસુધી આખા સમાજની-આખા ભારતવર્ષની ઉન્નતિના ઊધારા છે. આવી સ્ત્રી મજુરોથી ચાલતી ગૃહસંસ્થાઓ, બુદ્ધિશુન્ય, અનેક દોષ પૂર્ણ, અજ્ઞાનયુક્ત, સંકુચિત હોઇ, પરમાર્થ વિહોણું, વિસ્તૃત ભાવના વગરનું અધિનતાને પરતંત્રતાપ્રીય, પરાશ્રયી, ને મુગું સ્ત્રીત્વ સર્જાવતી રહેશે, ને કૂપ-મંડુકની પેઠે, એવું વ્યક્તિત્વ એકલપેટું, વહેમભર્યું, ને નિંદા, કુથલીથી દુષિત થયેલું જ રહેશે. આ માનસમાં પલટો થવો જરૂરી છે; આપણાં ઉપલાં દુષણો વડે આપણી પ્રજા નિસ્તેજ ને નિર્બળ બને છે. સમાજનું એક અંગ “ સ્ત્રીત્વ ” તો વૈતરામાં વિંધાયેલું છે: એટલે સામાજીક કે રાષ્ટ્રીય એવી કોઈ પ્રગતિમાં એનો સાથ કે સહચાર કામ લાગે એમ નથી; પરિણામે આપણું વ્યક્તિત્વ ઓછા બળવાળુ હોવાથી, જીતની બાજી હાથ આવતી નથી. એનો દોષ એવી સ્ત્રી મજુરો છે, એ કહેવું અન્યાયી છે. આપણે પુનરૂદ્ધારનાં સ્વપ્નાં સેવી એમને અજ્ઞાન રાખી, માત્ર મજુર ભાવની ઇચ્છા કરી બારણાં બંધ કર્યાં છે. જગતના અનેક દેશો આજ નવેસરથી પુનર્ઘટના કરી રહ્યા છે; અને ત્યહાંની સ્ત્રીઓ એના પાયા રચે છે. જ્યહારે આપણે ત્યહાં હજુ પણ એકલા પુરુષ બળ પર ઝુઝવાનું જ રહ્યું છે. સ્ત્રીબળનો સાચો ઉપયોગ કર્યો નથી; ને થયો નથી; એમ હાથે કરી નાસીપાસી વહોરી લીધી છે.

જગતની ન્હાનામાં ન્હાની ગૃહસંસ્થામાં જ્યહારે સ્ત્રીની આવશ્યકતા છે, એનું આધિપત્ય સ્વીકાર્યું છે. એની વ્યવસ્થા શક્તિનો ઉપયોગ કરવામાં આવે છે; એના સ્વાર્થને ભેગો વણી લઇ, એની મજુરીનાં મૂલ આંકયાં છે. તો સમાજવ્યવસ્થા ને રાષ્ટ્રોદ્ધારના સર્વ પક્ષીય પ્રશ્નોમાં સ્ત્રી વગર કેમ ચાલી શકે ? ચલાવવા ઇચ્છનારની એકલક્ષી આંખ, આજુબાજુના વાતાવરણને જો જોય તો પોતાની

નિર્બળતા, ને નિષ્ફળતાનું મૂખ્ય કારણ સર્જનનો એક શક્તિભાગ અણુવાપર્યો પડયો રહ્યો છે, એ સમજાયા વગર નહિ રહે. પુરૂષ ભલે એકલે હાથે લઢે, પણ 'અમારા દેહ આડા ઢળી આવતાં બાણ ઝીલીશું' એ ભાવનાબીજ સહચાર નથી સાધ્યો ત્હાંસુધી પુરૂષશક્તી અપૂર્ણ છે; ને એના પ્રયાસ અપૂર્ણ રહેવાના. જ્યારે એ ભૂલ આપણો સમાજ સમજશે, ત્યારે એ સમાજને રાષ્ટ્રોન્નતિ સાધ્ય થશે.

ગૃહ સેવા પછી સમાજ સેવા એમ કહેનારને પુછવું જોઇએ છે કે એ ગૃહસેવાનેજ પોતાનો એકલો સ્વાર્થ માની બેઠેલાઓ જો એ ગૃહ સેવામાંથી થોડા અંશે પણ છૂટા ન થાય તો સમાજ સેવામાં ભાગ લઇ શકે ખરા ? એમ એકજ સ્વાર્થ બુદ્ધિમાં, નથી સેવા કે નથી ધર્મ; સેવાને ધર્મ તો ફાલતાં વૃક્ષ છે. એ તો વિસ્તૃત બને જ જાય છે. વિકાસ એ તો સેવાનો સ્વભાવ છે. આમ હોવાથી ગૃહ-સેવામાં પડી રહેનારામાં સેવાભાવ કેટલો છે એનું માપ આપણે કાઢી શકીએ છીએ. મનુષ્ય જીવન માત્ર મૃત્યું માટે જ સર્જાયું છે; ને એની વાટય જોતાં દિનપ્રતિદિન નિર્વાહનાં સાધનો પ્રાપ્ત કરવા-માં જ ધર્મનું પાલન છે, એમ માનનારા તો કદાચ ઓછા મળે, પણ એજ રીતે જીવનનો ઉપયોગ કરનારા તો આપણે ત્યહાં ૯૫ ટકા મળી આવે, આ દિશાભૂલ માણસ ન સમજે, એજ એની બુદ્ધિનું દેવાળુ કહાડવા જેવું છે. મનુષ્ય જીવન, વિશેષ ધર્મથી ઘેરા-યેલું છે. એ માત્ર એકલપેટું બનવા કે પોતાના જ મુખ પાછળ સત્વરે વેડફી નાખવાને માટે નથી. ઘર તો એનું વિશ્રામ સ્થાન છે, ગૃહ એનું ક્ષેત્ર નથી. એનું ક્ષેત્ર છે જગત, ને એ જગતમાંના પોતાના બંધુ જીવનની અનેક આપત્તિઓ અળગી કરવા, એના દુ:ખમાં ને દર્દમાં સેવા કરવાનો એનો વિશેષ ધર્મ છે. જ્યહાં સુધી પોતાની શક્તિને સામર્થની હદ છે, ત્યહાં સુધી દરેકને સહાય આપવી

એ માનવ ધર્મનું મુખ્ય લક્ષણ છે. પોનાના જ ગરીબ પડોશીને સાંઝ પડે પેટ પુરતું ન મળતું હોય, ત્યહાં શ્રીમંતાઈના તોરમાં ભાન ભુલેલ મનુષ્યો, મોજ શોખના તરંગોમાં મહાલતાં દેખાય છે. પોતાનાજ નોકર ચાકરને ફાટયાં લુગડે ફરતાં જોય છે, તો ય એવા શ્રીમંતો પોતાના કિમ્મતી પોષાકમાંથી કંઈ ઓછું કરીને પણ એને આઠ આના વારની ખાદીનું કપડું નથી અપાવતા, પહેલવાન જેવા શરિરે ચાલ્યાં જતાં, એક અપંગને પડતો જોઇ હસતા દેખાય છે. નિરોગી રોગીની ચેષ્ટા કરે છે, દિલના દર્દીઓની દવા કે ઉપચારના આસરા નથી, ત્યહાં દિલ બહેલાવવાની દુષ્ટ વાસનાઓના ખેલ થાય છે, જુગાર ને ઘોડ દોડમાં સેંકડો રૂપીયા હારનાર પાસે ઊભી, હાથ લંબાવતા એક નિરાધાર અનાથને એક પાઇ આપવા હાથને બેડી નાખી ફરે છે. આ સર્વ વસ્તુઓ મનુષ્ય જીવનનું અધૂરાપણુ, ધર્મ પાલનમાંનું બંડખોરપણું દેખાડે છે. એવાં જીવનમાં વધીવધીને જો કંઇ દેખાતું હોય તો કાં એકલ સ્વાર્થ કે છેવટે ગૃહ-કુટુમ્બ પુરતો સ્વાર્થ હોય છે; એ ક્યહાં સેવાને ધર્મ માને છે? કે એનું ક્ષેત્ર બહાર છે એમ એ જાણે! પારકે દુઃખે દુઃખી થવાની લાગણી એણે ક્યહાં કેળવી જ છે? માનો, ન માનો આ જાતનું જીવન એના મૃત્યુઘડી માટે જ જીવન્ત રહે છે! એને પોતા સિવાયનો કોઈ વિશેષ ધર્મ નથી. જગત એનું ક્ષેત્ર નથી. ગૃહ એ એનું ક્ષેત્ર છે. ને જગત એ એનું વિશ્રામ સ્થાન તો નહિ, પણ જગત એ એની લૂંટભૂમિ છે.

સામાન્ય મનુષ્યોનો જ આવો સ્વભાવ છે, એમ નહિ, પણ બુદ્ધીશાળીને કેળવાયલા વર્ગમાં પણ અજ્ઞાનને આશરો આપવાના, એને માટે જ્ઞાનદાનનાં સાધનો ઉભાં કરવાના, ને પોતાના બુદ્ધિબળનો એવાંઓ માટે ઉપયોગ કરવાની વૃત્તિ ઓછી જણાય છે. આવું માનસ જ્યહાં પ્રવર્તે છે ત્યહાં સેવાનુ

ક્ષેત્ર સુનું છે, અન્ય દેશો કરતાં ભારતવર્ષે એવી સ્થિતિ આજે પણ છે. કોઇ વકીલ કે ડૉકટર પોતાની મનુષ્ય તરીકેની ફરજ અદા કરવા તૈયાર થનાર જવલ્લેજ હોય છે; ને એવા એક ડૉકટર વિષે હું જાણું પણ છું કે એવી રીતે કામ કરવા જતાં એને મેડીકલ કાઉન્સીલની ખફગી વહોરી લેવી પડી છે; ને અનેક ડૉકટરો પોતાની પ્રેકટીસ ઓછી થવાના ભયે એનો દ્વેષ પણ કરે છે. આવી સ્વાર્થવૃત્તિ અને આવા એકમાર્ગી વાતાવરણને લીધે આપણે આપણા બળનો ઉપયોગ સમાજ, રાષ્ટ્ર,ને સારાયે દેશ માટે નથી કરી શકતાં;ને પરિણામે સેવાધર્મમાં પછાત રહી આપણા દેશને પણ પછાત રાખવાનો દોષ વહોરી લઇએ છીએ. આપણા સમાજની આ જાતની કુટેવ આપણા સ્ત્રી વર્ગને સેવા કાજે કે સ્ત્રી ઉન્નતિની સાધના અર્થે કામ કરવા દે, અગર કરવાને એકાએક છૂટ આપે, તેમ નથી. માટેજ આપણે ત્યહાં સેવકો કરતાં સેવિકાઓની આવશ્યક્તા વિશેષ છે. એવી સેવિકાઓનાં વૃન્દ જ્યહારે આપણા ફળિયે ફળિયે ફરવા લાગશે ને "કોઈ દુઃખી કોઇ દર્દી"ના પુકાર પડશે ત્યહારે આપણી સ્થિતિ ઉચ્ચતર બનશે.

આ સેવામાર્ગ ને સેવાક્ષેત્રમાં સ્ત્રીઓ ક્યહાં ક્યહાં અને કેવી રીતે કામ કરી શકે તે જોઇએ.

આપણી સ્ત્રીઓની પડતીનાં અનેક કારણોમાંનું મૂખ્ય કારણ તો અજ્ઞાનતા છે; તેઓ ૯૦ ટકા અભણ છે; ને એમ શિક્ષણ ને કેળવણીના અભાવે જગતની પ્રગતિનું ભાન નથી હોતું. પોતાની સ્થિતિનું પણ ભાન નથી હોતું; ને પોતાપર આવતી અનેક આફતો ને દુઃખોના ઉત્પાદક પોતે હોવા છતાં, એનો અટકાવ નથી કરી શકતાં, અનેક રીતે રીબાય છે; એ રીબાવાનાં કારણો સ્હેજે નિર્મૂળ થઇ શકે એવાં હોય છે. પણ પોતાના અજ્ઞાને એસૌ સહે જાય છે, ને એમ ઉત્તરોત્તર આપણા સ્ત્રીવર્ગે આજની સ્થિતિ વહોરી લીધી

છે. આ અજ્ઞાન, અશિક્ષિતપણું દૂર કરવા માટે પ્રથમ પ્રયાસ સ્ત્રી ઉન્નતિના સાધકોએ કરવો જરૂરી છે. મુંબઈ જેવા શહેરોમાં અર્ધ-શિક્ષિત સ્ત્રીઓની સંખ્યા ખૂબ છે, પણ તેવું જ્ઞાને એમ જ વિસારે પડે છે. પરિણીત જીંદગીમાંના સંસારભારને લીધે અને શિક્ષણની જરૂર નહિ જણાવાથી સ્વભાવિકપણે ભૂલી જવાને અને એનો વિકાસ નહિ થવાને કુદરતી રીતે એમ બને છે. એટલે એ ઠરતા દિપકને તેજોમય રાખવા ને એના પ્રકાશને બળવત્તર બનાવવા ખાતર લત્તે લત્ત શિક્ષણ વર્ગ સ્થાપવાની પ્રવૃત્તિ કેટલીક સ્ત્રી સમાજો કરી રહી છે; પરન્તુ મારે કહેવું જોઇએ કે શિક્ષિત ને કેળવણી પામેલી કેટલીક સેવા ભગિનીઓના એ પ્રયાસ જાહેરની મદદ વગર અધુરા રહે છે, ને એ કામ કઠીન બની જાય છે. એનો અનુભવ લેનારાંને એની સમજ પડે. એ શિક્ષણ વર્ગો ધીમે ધીમે અક્ષર જ્ઞાનમાંથી વધી વિધવિધ હુન્નર ઉદ્યોગોમાં ફેરવવા જોઇએ. સ્ત્રી ઉપયોગી અનેક બાજુને પકડી કામ કરવાની ખાસ જરૂર છે. એવા શિક્ષણ વર્ગો ચલાવતી સમાજો ને મંડળો, માત્ર એક ધ્યેયને પકડી બેસી ન રહે એ જોવાનું છે. સ્ત્રીઓની દયાજનક સ્થિતિને સમાજ તરફના એના અન્યાયોને સહી ન લેતાં, એવા અનેક પ્રશ્નોમાં સ્ત્રી વર્ગને ઉત્સાહીત ને સમજણો કરવો જોઇએ, એથી ધીમે ધીમે મોટાં શહેરોની સ્ત્રીઓ સમાજમાં પોતાનું સ્થાન નિર્મિત જોવા તયાર થઇ પોતેજ આગળ આવશે; પરન્તુ આપણું ક્ષેત્ર તો આપ-ણા દેશના ગામડે ગામડે વિસ્તરેલું છે. દેશના કુટુમ્બે કુટુમ્બે અને ઘરે ઘરે કામ કરવાની પદ્ધતિ હાથ ધરવાના આપણા પ્રયાસ જો ન થાય તો ધારીએ એવું પરિણામ આવી શકે એવો સંભવ ઓછો છે. કારણ અજ્ઞાનના અંધારામાં પડેલી બ્હેનોજ પોતાના અજ્ઞાને એનો સ્વીકાર જલ્દી નહિ કરી શકે, માટે સેવિકા બ્હેનોએ ગામ-ડામાં જઇ વાસ કરવો જોઇએ. ત્હાં એ પોતાનું વાતાવરણ ફેલાવે, પોતાને ત્હાં ગામડાની બ્હેનોને આમંત્રે, માયાથી ભેળી કરે, વાંચન

ને અભ્યાસના તેઓને મ્હાવરા પાડે ને એમ ક્રમે ક્રમે એમની અજ્ઞાનતાનું એમને ભાન કરાવે. આપણા સમાજના અનેક દોષો બતાવી, શરમાવીને અથવા તો કોઇ વખતે યોગ્ય એવી રીતે કામ કરીને, થતા ગુન્હાઓને દબાવી દે. એવી રીતેજ આપણા સ્ત્રી વર્ગમાં જો કામ લેવામાં આવે તો સ્થળે સ્થળે એનો ઉજાસ પડે; અને પરિણામે પડતી અટકાવવાના પ્રયાસ સફળ કરી શકાય. આપણા સમાજમાં કેટલીક રૂઢીઓ એવી જડ ઘાલી બેઠી છે, કે જેના અસ્તિત્વથી ને જેને પોષવાથી સડાને ઉત્તેજન આપવા બરાબર થાય છે. એવા સડાઓને નિમૂળ કરવાનું કાર્ય પુરૂષો કરતાં ઘણીજ સરળતાથી સ્ત્રીઓ ધારે તો કરી શકે એમ હું માનું છું. લગ્ન પ્રસંગની કેટલીક કુરૂઢીઓ, અનિષ્ટ એવા રડવા–કુટવાનો અશાસ્ત્રિય રિવાજ, મરણ પાછળ અશક્તિએ પણ આબરૂ સાચવવાના ઓઠા નીચે થતા ભોજન વરા, સંસારી કલહ, કલેશ, કુથલી, નિંદા, વહેમ અને એવી અનેક બદીઓ દૂર કરવા સેવા ભગિનીઓ જો ધારે તો જરૂર તેમ કરી શકે. પરન્તુ દિલગીરીની એ વાત છે કે આપણે ત્યહાં એવી સેવા ભગિનીઓ મળવીજ મુશ્કેલ છે. યુરોપમાં તો સમાજ સેવા, રાષ્ટ્રસેવા ને દેશસેવાનાં જન્મથી પાન કરાવવામાં આવે છે; ને એથી સેવક ને સેવિકાઓ જો સંસારવ્યવહાર ચલાવતાં પોતાનો સેવાયોગ અધૂરો રહેશે એમ જાણે તો કુવારાં રહીને પણ એ ધ્યેયની પાછળ જીવનનો હોમ કરે. સેવાનો એમને શોખ છે. એમાં તેઓ પોતાની મહત્તા માને છે; આપણે પણ એ વસ્તુ પ્રત્યક્ષ થતી જોઈ શકીએ છીએ. પણ અતૂટ સ્વાર્થબંધન આગળ સેવાનો શોખ જન્મતો નથી ! અને જન્મે છે તો એને દાબી દેવા પુરતાં અનેક કારણો આડખીલીરૂપે ઊભાં હોય છે. એટલે એમ પણ એવા સેવાભાવ જાગતાં જ ઊંઘી જાય છે. એ વલણ જો બદલાય ને સમાજ, દેશને રાષ્ટ્ર સાથેનો સમગ્ર સ્વાર્થ જોવાની ટેવ પડે, તો અનેક સેવક–સેવિકાઓ બહાર આવે. આપણે

ત્હાં કુંવારા રહી સેવા કરવાનો સમય હજીતો ખુબ દૂર છે; અને સ્ત્રીઓ માટે, એતો એથીએ દૂર છે, એટલે એ બાજુ તો એવા યોગ પ્રાપ્ત મનુષ્યો માટે ખુલ્લી છે; પરન્તુ આપણી લાખો વિધવાઓ જેમાંની મોટી સંખ્યા તો બાળવિધવાઓની છે જેમાંની ઘણીખરી અજ્ઞાનજ હોય છે એમને કેળવી, એમના સંસાર છૂટયાનો ઉપયોગ જો આપણે સમાજસેવા અર્થે લેઈએ, તો યુરોપની સંખ્યાબંધ સેવીકાઓ કરતાં, આપણી સ્ત્રીસેવીકાઓ અનેક ઘણી થાય; પરન્તુ જોઈ ખેદ થાય છે કે એ વિધવાનુ જીવન આપણે પશુ જેવું રાખ્યુ છે. સમાજને જો કે વિધવાઓનો ભાર ઓછો નથી લાગતો પરન્તુ શું કરે દિશા સુઝતી નથી; ને મુંઝાયા કરે છે. આ મુંઝવણ જો સમાજનું હૈયું ખોલી જોઇએ તોજ દેખાય. એવાં હૈયાં ખોલનાર જોઇએ છે. પ્રભુ જો એ હૈયા મુંઝવણ ઓછી કરનાર સંસ્કારી સેવિકા વૃંદને પ્રેરે, તો આખીયે દુસ્તર બનેલી પરિસ્થિતિ ફેરવાઈ જાય; એમાં મને તો જરીએ શંશય નથી; આ ઉપરથી સમજી શકાય છે કે માત્ર સુધારાને ઉન્નતિના નામે બણગાં ફુંકે કંઈ વળવાનું નથી; પરન્તુ કામપર બેસી જવાનો વખત આવી લાગ્યો છે.

એક અમેરિકન સુધારાસમાજમાં કામ કરનાર બાઇએ પોતાના અનુભવમાં કહ્યું છે કે "માત્ર શહેરો અને કેળવાયલાને માટે જ કાર્ય કરનારાંને આગળ યોજનાઓ ઉભી કરી સ્ત્રી ઉન્નતિ માટે મંડળો ને સમાજો કે સંસ્થાઓનાં પ્રદર્શન ભરવા કરતાં; એ સમાજને સંસ્થાઓનાં ખોળીઆના આત્મારૂપ બની કાર્યને સફળ થતું જોવાની ધગશ જ્હાંસુધી નથી હોતી, ત્હાંસુધી પરિણામ કંઇ આવતું નથી; સ્ત્રીઓ એવા કાર્ય વિના આગળ ડગલું નથી ભરી શકતી, તેમને માટે સેવિકાઓ, અને કાર્યધરો અને સુધારકોને મોકલી પ્રચારની રીતે, જ્હાંસુધી વસ્તુસ્થિતિને પલટાવવાની બાજી ન રચાય ત્હાં સુધી બહોળા ક્ષેત્રને ખેડી શકવાનું કામ સર્વથા અશકય છે."

હિન્દુઓને ક્રિશ્ચીઅન બનાવનાર મુક્તિફોજની યુક્તિ ને યોજના કેવાં શાંત ને સબળ છે તે આપણે જોવું જોઇએ છે. માત્ર જાહેર પત્રો અને તે દ્વારાજ મતો કેળવવાને અનેક સ્ત્રી પ્રશ્નોના ઉકેલ કરવા ને બીજે પગથીએ જાહેર ભાષણો દ્વારા ‘ ટીમ ટીમ ’ બજાવવું એ કંઇ નક્કર કાર્ય ન કહેવાય.

આપણે જોઇએ છીએ તો એમ જણાય છે. એટલે આપણે કાર્યને હાથ ધરી સ્ત્રીઓ અને સમાજ માટે કરવા માગીએ તો દરેક સ્ત્રી સંસ્થાઓએ પોતાના કાર્યધરો ને સેવક સેવિકાઓ દ્વારા સારા દેશમાં ગામે ગામે યુક્તિ પ્રયુક્તિ પ્રચાર કામ કરી સ્ત્રી સમાજને કેળવવો એ રસ્તો મ્હને સફળતાસુચક લાગે છે. એ રીતે કામ કરવાને અને કામ લેવાને દરેક સંસ્થા, સમાજ યા મંડળ પોતાનાં ખાતાંઓને નિભાવવા, પોતાની બીજી પ્રવૃત્તિને પોષણ આપવા, ને ચલાવવા જેમ કાર્યકર્તા શોધી કહાડે છે, એમ એવી સ્ત્રીઓને મુક્તિ ફોજની બાઈઓની પેઠે પ્રચાર કાર્ય માટે શોધી કહાડવી જોઇએ. એમની દ્વારા સ્ત્રીઓમાં શિક્ષણ હુન્નર ઉદ્યોગ, શિખાડી એમની જ મારફત કુરિવાજ, વહેમ ક્લેશના કલુષિત માનસને દૂર કરાવી પોતાના વ્યક્તિત્વ તરફ દોરવાના જ્ઞાનનો પ્રચાર થવો જોઇએ. આમ કરવા માટે એવી સેવાવૃત્તિ રાખનાર દરેક બ્હેનને સ્ત્રીઓના વિશ્વાસ પાત્ર બનવાની સરળતા ને સફળતા કેમ સાધ્ય કરવી, કેમ સેવા કરવી, ભાવનાઓને કેમ પ્રગટાવવી એ સર્વ રીતનું જ્ઞાન આપવા સંસ્થાઓના ખાતાંમાંજ તાલીમ આપી, તૈયાર કરી પછી એમના પર કાર્યનો બોજો મૂકવો યોગ્ય થઇ પડે. દરેક સમાજ સંસ્થાને સ્ત્રી ઉપયોગી બનવા ખાતર, ને સ્ત્રીઓના શ્રેયને પહોંચી વળવા આ તરફ હું અંગુલીનિર્દેશ કરૂં છું. આવી જાતની હિલચાલ સ્ત્રીઓજ સુંદર રીતે કરી શકે એમ છે; એટલે કેળવાયલી બ્હેનોએ સ્ત્રીસમાજને સુધારવાની ધગશ રાખી માત્ર કમીટીના મેમ્બરનો

મોભો સાચવી લેવા કરતાં આવા કાર્યને ઉપાડી લેવામાંજ સાચું મહત્વ રહ્યું છે એ સમજી પોતાની શુભ લાગણીનો સાચો ઉપયોગ કરી મોભો ને માનનો હિસાબ બાજુએ મૂકી પોતે કાંઈક કરે એ વલણને સાધે તોજ શુભ આશા રાખી શકાય.

દેશોન્નતિ ઇચ્છનારે પ્રથમ સ્ત્રીઉન્નતિને સાધવાની આપણે ત્હાં ખાસ આવશ્યકતા છે. સ્ત્રીજીવન આજે સામાજીક સડાને કારણે સડતું પડયું છે. એના ઉદ્ધાર માટે આગળ કહ્યું એમ અજ્ઞાનતાનું વાદળ વીખેરી; ને એમને પોતાની સ્થિતિનું ભાન કરાવતાં એજ સ્ત્રીઓ આજે જેમ કેટલીક સ્ત્રીઓ સેવા કાજે ભોગ આપી રહી છે, તેમ આપતાં શીખી શકે. એટલે સ્ત્રીકેળવણીનો પાયો પ્રથમ મજબુત કરવો જરૂરી છે. આ કાર્ય સત્તાધારીઓ પાસે કરાવવા જતાં મૂશ્કેલી આડે ઊભી છે એ આપણે સમજી શકીએ છીએ. માટે પ્રજાએ પોતાના પંથ પોતે નિર્મિત કરવા પડશે. આપણી જાગૃતિનું આજે સ્હવાર છે એ આપણે માની શકીએ છીએ. અને એના પરિણામ રૂપ આપણા દેશમાં અનેક ગામોમાં સ્ત્રીસંસ્થાઓ દિન-પ્રતિદિન જન્મતી જાય છે. એ એક શુભ શરૂઆત છે. સ્ત્રીઓને પોતા ભણી ખેંચવા માટે જો આ સંસ્થાઓ પોતાના નિયમ ઉદ્દેશોથી સફળતા મેળવે તો એક પછી એક એમ અનેક જેમ સંસ્થાઓ જાગૃત થાય છે; તેમ ધીમે ધીમે એવા પ્રચાર કાર્યથી સ્ત્રીબળ વધશે ને પોતાનું વ્યક્તિત્વ, એની જોખમદારી, ને એની સુપ્તદશાનું ભાન થતાં સ્ત્રીનો જાગૃતિ કાળ લાવી શકાશે. એ સંસ્થાઓ અનેક રીતે અનેક યોજનાઓથી સ્ત્રીત્વની ખીલવણી માટે કામ કરી શકે છે. કેળવણી ને શિક્ષણ માટે શાળાઓ ને નાના મોટા વર્ગોની યોજનાની અહિં ખાસ આવશ્યકતા છે. આજે જે તે સંસ્થાઓ આ રીતે કામ કરે છે, તેટલું પુરતું નથી. એ આપણે સમજી શકીએ છીએ; કારણ એકલા મુંબાઇમાંજ જોઇએ તો જે સંસ્થાઓ એ રીતે

કામ કરે છે, તેને ય અશક્તિના કારણે મંદગતિ કરવી પડે છે. આવી સંસ્થાઓને પ્રજા તરફથી જ પોષણ મળવાં જોઇએ, ને સ્ત્રીઓની પોતાની ઉન્નતિ જો સ્ત્રીઓ કરવાના પ્રયાસ કરતી હોય તો બુદ્ધિમંત પુરૂષવર્ગે એને હાથ ધરી આગળ લાવવી જોઇએ.

એવી સંસ્થાઓએ પ્રથમ તો પોતાના સામાજીક પ્રશ્નોને માટેજ એકલક્ષી બનવું જરૂરી છે. પછી જેમ જેમ સ્થિતિ બળવાન ને સમજણ ભરી બનતી જાય, તેમતેમ સ્ત્રીઓને, દેશ ને રાષ્ટ્રની ભાવના સતેજ કરવા પ્રેરણાત્મક બનવું જોઇએ.

આવી સંસ્થાઓમાં કાર્ય કરનારાં જો સંસ્થાના દેહમાં આત્મરૂપે ઉતરે તો એ સંસ્થાઓ આપણા સ્ત્રી પ્રશ્નોના ઉકેલની અધિકારીણી બની શકે. કેળવણી, શિક્ષણ ને સમાજમાં જેનાવડે હલાકી ભોગવવી પડે છે, એવી સંસારી ગુંચોના નિર્ણયમાં એ પોતાના હાથ રાખી શકે. જ્યહારે એ રીતે સ્ત્રીજીવનની બાજી સ્ત્રીઓના નિર્ણયપર સમ્પૂર્ણ અવલંબન કરશે, ત્યહારેજ આપણી અનેક સામાજીક અવનતિઓ એની મેળે જશે, હિંગણબુદ્રેના શ્રીમાન કર્વેના આશ્રમમાંની એક ઝુંપડીને જોઇ, બીજી તરફ ભવ્ય પ્રાસાદો તરફ દૃષ્ટિ નાખતાં, ને કર્વેયુનિવર્સીટીના દર્શન કરતાં, સ્ત્રી ઉન્નતિના પ્રયાસના પ્રારંભમાં કયી સ્થિતિ હતી, તે જોનારને વિચારમાં લીન કરી નાંખે છે. આપણે ત્યહાં બીજાં કાર્યો હજુ સરળતાથી બની શકે છે પણ સ્ત્રી ઉન્નતિના પ્રયાસ પ્રારંભે ખૂબ ધીમા ને નિરાશાવાદીઓની નજરે નિરર્થક ભાસે છે. ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની પ્રથમ પ્રભાત કેટલા નિરાશાના અંધારા વચ્ચે ઊગી હતી તે તેનો ઇતિહાસ વાંચતાં વાંચકને જણાશે. આમ શરૂઆતની મુશ્કેલીઓ સહી લઈ, ગમે તેવા અવજોગોમાં જો સાચા બળથી પ્રયાસ કરવામાં આવે, ને તેની પાછળ શ્રીકર્વે, જમનાબ્હેન, અમદાવાદ વનિતા વિશ્રામનાં શ્રી. સુલોચના બ્હેન, બાજીગવરી મુન્શી, નાની બ્હેન ગજ્જર, મગનબ્હેન, શ્રાવિકાશ્રમવાળાં, ને ત્હેમના સહાયક બન્ધુઓના જેમ આત્મા

રેડાય, તો આજે એ આત્મોજસનાં કિરણો આપણે ઝીલી શકીએ. આજે પણ એવી એક 'ભગિની સમાજની' સ્ત્રીસંસ્થા પાછળ એક પુરૂષ, ભાઈ કરસનદાસ ચિતલિયા પોતાનો આત્મા રેડી રહ્યા છે. શ્રીયુત ભવાનીદાસ અને મોતીવાળાએ ગુ. હિં. સ્ત્રી મંડળને સ્થાપિત કરવા તથા તેને સરળ પણ ગામી બનાવવા અવિરામ પ્રયત્ન કર્યા છે, ને કરે છે. ભાવનગરના મહિલા વિદ્યાલયના આદ્ય અધિષ્ટાતા સ્વ. ભાઈ અમૃતલાલ દાણી, સ્ત્રીઉન્નતિના વિચારમાં જ સ્વર્ગે સિધાવ્યા: એવાં તપ આજે સ્ત્રી જાતિના અભ્યુદય માટે પુરૂષવર્ગ તરફથી થઇ રહ્યાં છે, તો ઉદયકાળ પણ નજીકમાં જ હોય એવો ભાસ થાય છે.

આ સંસ્થાયોજક પ્રવૃતિઓના પ્રકાશે આપણે ધારીએ તો સ્ત્રીજીવનના અનેક સવાલોમાં કામ કરી શકીએ "સ્ત્રીત્વ" વિષયક સાહિત્યને બહોળા પ્રમાણમાં જન્માવી, એ રીતે ગામોગામ પ્રચાર કરવાની આવશ્યક્તા પ્રથમ છે. એની શરૂઆત ભગિની સમાજે કરી હતી, પણ પાછળથી અશક્તિએ એ પ્રવૃત્તિને છોડી દેવી પડી, એ શોચનીય પ્રસંગ હતો એમ મ્હારે કહેવું જોઇએ.

રૂશિયામાં ને તુર્કસ્તાનની ઉન્નતિમાં સ્ત્રીઓની સેવાનો અગ્ર ભાગ છે. એ વાત આપણે જાણીએ છીએ. તુર્કસ્તાનની સ્ત્રી જનતાએ પોકારીને કહ્યું છે કે એમને સ્વતંત્રતા આપો તે અમારી ઉચ્છૃંખલતા અને સ્વચ્છંદતાને અર્થે નહિ, પણ દેશની ઉન્નતિ ખાતર અમારી શક્તિનો ઉપયોગ કરવા માટે; જો એજ ભાવનાપર તુર્કસ્તાન પોતાના પાયા આજે ઘડી રહ્યું હશે, તો તો એ પોતાનું સ્થાન જગતમાં અગ્ર ભાગે લ્યે એ ચોકખુંજ છે. રૂશિયાની અનેક સ્ત્રી લેખકોએ મહાન વિચારકોને પણ એમની શક્તિના ગુણગાયક બનાવ્યા છે; અને હમણાંજ એક નોર્વેજીયન બાનુએ નોબલપ્રાઇઝ લઇ પોતાની લેખનકળાની જગતને જાણ કીધી છે. એવી સ્ત્રીશક્તિઓ આપણે ત્યહાં નથી ખીલતી એ અફસોસની વાત છે. આજે કેળવાયલી ગણાતી ને સુશિક્ષિત સ્ત્રીઉન્નતિના કાર્યને ઉપાડી લેવાની શક્તિ-

સંપન્ન સ્ત્રીઓની હીલચાલો પણ લગભગ પુરૂષ પ્રેરકોથી ચાલે છે.

સ્ત્રી ઉન્નતિનાં જાહેર પત્રો સફળતાથી ચલાવી લઈ, કોઇ શુશિક્ષિત સન્નારીએ હજી કાળજી કરી નથી. આનો અર્થ એમ નથી કે એમનામાં શક્તિનો અભાવ છે. પણ કાંતો એમની એ નિષ્કાળજી છે, કે કાંતો એમના સંસાર ભાર એટલા વધુ પડતા છે; કે તે બીજી પ્રવૃત્તિમાં ચાલુ રહી સેવા કરી શકતી નથી. આ આપણી એક જાતની નિર્બળતા છે. ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ દ્વારા પ્રથમ ચાલતી, આવી પ્રવૃત્તિ આજે પડતી મૂકાઇ છે, એ ઇચ્છવાયોગ્ય તો નજ ગણાય, એમ હું સ્વતંત્ર રીતે માનું છું.

એવી એવી અનેક પ્રવૃત્તિઓની આજે આપણને જરૂર છે કે જેની શરૂઆત બહુતેક સુશિક્ષિત સ્ત્રીઓએ કરવાની હોય છે. ને કેટલીકમાં તેઓ સારી છાપ પાડી શકે તેમ છે. એવી પ્રવૃત્તિઓને કોઇ સુશિક્ષિત સ્ત્રી ન છોડી દે તે જોવાનું છે. પોતાની અશિક્ષિત બ્હેનોના જીવન કેમ ઉન્નત કરવાં એની ધગશ એમણે રાખવી જોઇએ, એમની હું એ ફરજ માનું છું.

આમ જો સ્ત્રી, સ્ત્રી વર્ગને માટે કામ કરવા મંડી જાય તો, પોતાની ભગિનીઓની ઉન્નતિમાં સફળતા સાધે. હું માનું છું કે આજનું સ્ત્રી જીવન જોતાં, સમજુ બ્હેનોએ તો બીજાં ક્ષેત્રો કરતાં પોતાના સ્ત્રીક્ષેત્રમાં કાર્ય કરવું જોઇએ. એ ક્ષેત્ર આપણે ત્યહાં હજુ અણ ખેડાયું છે. એટલે માન, મરતબો ને પોકળ ભપકાનાં અભિનંદનો મળવા અસંભવ જ છે; પણ એમની એ સેવામાં સ્ત્રીજાતિના અંતરનો આશીર્વાદ તો જરૂર મળવાનો છે. એટલે કેળવાયલાં અને સેવા કાજેની સરળતાની સાધનસંપન્ન સ્ત્રીઓની દષ્ટિ, જો સેવામય બને તો પોતાની સ્ત્રીજાતિ પ્રત્યેનો ધર્મ પાલન કરી, અનેક એવાં અનુકરણીય જીવન જીવી જવાની સાર્થકતા સાધી શકે.

પ્રભુ આપણા ભારતવર્ષે સ્ત્રીસેવાના દિલે કોડ જગાડે એજ અંતિમ પ્રાર્થના.

ગત વર્ષમાં સારાયે ભારત વર્ષનું સ્ત્રી વ્યક્તિત્વ જેમ ભારેલા અંગારને ફુંક અડે અને પ્રજ્વલિત થાય, એમ જાગી ઉઠયું હતું. એક વખતનું અબોલ સ્ત્રીજીવન સભાઓ અને કોર્ટોમાં વીરત્વ ભરી ગર્જના કરી રહ્યુ. અબળા ગણાતી સબળાની છાપ સત્તાધરોના મગજમાં ને જગતના ઇતિહાસમાં કોતરાઈ ગઈ. દેશના અહિત કરનારાને પોતાનો વિનાશ વહોરનારા વેપારીઓ અને દારૂડીઆઓને એ સ્ત્રી શક્તિએ શરમાવી દીધા, હરાવી દીધા. એ ઇતિહાસઆલેખનથી આપણે એમ સમજવાની ભૂલ ન કરીએ કે આપણું સ્ત્રીત્વ સમ્પૂર્ણ ખીલ્યું છે, હવે એને કશાની જરૂર નથી; રાષ્ટ્રીય યુદ્ધમાં પ્રગટેલી જ્યોતથી અંજાઈ જઈ આપણે ખુંણામાં પડેલી કરોડો સ્ત્રીઓની અવદશાને વિસારી ન શકીએ. ખરૂં જોતાં તો એ સ્ત્રીવિજય આપણને શિક્ષા આપે છે કે, સ્ત્રીઓના સાથ વગરનો એકલો પુરૂષ અસાહ્ય છે. અને આપણો સમ્પૂર્ણ વિજય પણ સ્ત્રીઓની સહાયમાં નિરભર છે; માટે સ્ત્રીઓમાં રહેલી સેવાવૃત્તિને વિકસવા દો.



# "સ્ત્રી જીવન"

## મળવાનાં ઠેકાણાં:

૧ રા. નારાયણજી છો. દ્વિવેદી 'શ્રીનીવાસ' નેપીયન્સીરોડ–મુંબઈ

૨ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, ગીરગામ–બેકરોડ, મુંબઈ.

૩ રા. નટવરલાલ લલ્લુભાઈ શાહ ચોખાવટીની પોળ,
અમદાવાદ

૪ રા. ભાનુપ્રસાદ વીઠ્ઠલજી આચાર્ય, નવોવાસ–દાણાપીઠ,
અમદાવાદ.

# 'સંસ્કૃત સોપાનમ્'

સંસ્કૃત ભાષાના શિક્ષણ માટે સ્રી સુલભ શિક્ષિકા: ઘેર બેઠાં વગર મહેનતે, સરળતાની શ્રેણીએ ચઢાવવામાં એક સાચા ગુરૂની ગરજ સારે તેવું પુસ્તક . . . . કિંમત ૦–૧૦–૦

મંગાવો:–

લે૦ શ્રીયુત ભાઈશંકર વૈદ્ય
શ્રી ગંગાબાઈ ગીતા પાઠશાળા
ઠે૦ નવાંઘર, ઊંઝા (ઉત્તર ગુજરાત)